# સાયમન રિપોર્ટ

સાયમન રિપોર્ટ વાંચ્યા પછી હિંદીઓ કહેશે
કે અમે માંગ્યો હતો રોટલો અને મળ્યો પથ્થર.

—રાજા સર દિલજીતસિંહજી

મૂલ્ય ચાર આના

# સાયમન રિપોર્ટ

મળવાનું ઠેકાણું:
'સૌરાષ્ટ્રમિત્ર' કાર્યાલય
રાણપુર.

આવૃત્તિ પહેલી

મૂલ્ય. ચાર આના

# પ્રસ્તાવના

અઢી વરસ પહેલાં સાયમન સાહેબ અને એના ૭ ભેરૂઓ હિંદને કિનારે ઉતર્યા. ત્યાં કાળા વાવટાની લાંબી લાંબી કતાર તેમની નજરે પડી; અને ડગલે ડગલે હિંદની ધરતી એ સૌને જાકારો ભણતી હોય એવા સૂર સર્વત્ર સંભળાતા હતા.

હિંદનું કિસ્મત નવેસરથી ઘડવા માટે સામગ્રી સંઘરવા એ પરોપકારી અંગ્રેજોએ આ ધર્મકાર્ય સ્વીકાર્યું હતું. પ્રભુ પરાયણ ગણાતું હિંદ એના ભાગ્યવિધાતાઓને આ રીતે સત્કારે? આવા કૃતઘ્નોને વળી સાંસ્થાનિક સ્વરાજ્ય કેવું? અને એજ ઘડીએ સાયમન સાહેબે નિરધાર કર્યો હશે કે મેંટેગૂ સાહેબે હિંદ પર વધુ પડતી મહેરબાની વરસાવી છે. પણ પરવા નહિં; હું એ બધો હિસાબ સરભર કરી લઈશ.

* * *

અને સાયમન રિપોર્ટ વાંચનારા સૌ કબૂલ કરશે કે મેંટેગૂ સાહેબે કરેલું દાન પાછું લઈ લેવાની સાયમન સાહેબે ભલામણ કરી છે.

હિંદના તમામ વર્ગના નેતાઓએ—હિંદુઓએ, મુસ્લીમોએ, પારસીઓએ, બ્રાહ્મણોએ—સૌએ સાયમન રિપોર્ટ વિરૂદ્ધ પ્રચંડ વિરોધ દર્શાવ્યો છે.

હિંદના જુવાનોએ અને આમવર્ગે તો મહાસભા મારફત હિંદી સરકારની નાલાયકીની દરખાસ્ત પસાર કરી છે અને સંપૂર્ણ સ્વરાજ્યને પોતાનું ધ્યેય સ્વીકાર્યું છે. એટલે એ કોઈ તો સાયમન અહેવાલ વાંચવાની યે તસ્દી નહિ લ્યે.

બ્રિટનની દાનત જાણવા માટે સાયમન રિપોર્ટનો આ સાર ઉપયોગી નીવડશે.

તા. ૧૧–૭–૩૦ ભા. ઘ.

---

# ભૂમિકા



## હિંદુસ્થાનનું રાજબંધારણ

"હિંદી રાજબંધારણની પ્રગતિને લગતા સવાલો એટલા ગુંચવણભર્યા અને એટલા અગત્યના છે કે, હિંદુસ્થાનની હાલની જે સ્થિતિ ઉપર અમારી ભલામણો રચાઈ છે, તે તપાસવા અને પચાવવાને સમય આપ્યા વિના, અમારી ભલામણો અમો તકરાર અને ચર્ચાના અખાડામાં રજુ કરવાને નાખુશ છીએ."

## હિંદી સુધારાનો તોડ

જો અમે આપેલો હેવાલ વ્યાજબી હોય તો, અમારી ભલામણો પણ શાણી અને જરૂરની જણાશે.

"હિંદી સવાલનાં સ્વરૂપ સંબંધી પહેલા બને તેટલી એક-મતી મેળવીને પછી હિંદી સવાલના છેવટના નિર્ણયના રસ્તા ઉપર કેવી રીતે, કેટલી ઝડપથી અને કેવી પ્રગતિ થઇ શકે, તેનો વિચાર કરી શકાય."

આ રીપોર્ટને ૭ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યો છે:—

[૧] હિંદી સવાલની શરતો.

[૨] હાલનું રાજબંધારણ.

[૩] સુધારાના બંધારણનો અમલ.

[૪] હાલની ચાલતી કારોબારની રૂઢી.

[૬] કેળવણીની ખીલવણી.

[૭] હિંદમાં જાહેર પ્રજામત વિષે વિચારો.

હિંદી રાજદ્વારી બાબતોના અભ્યાસીઓ આ રિપોર્ટમાં દોરેલા ચિત્રથી વાકેફ હોય છે છતાં હાલની પરિસ્થિતિની હિંદી સુધારાના સવાલ મુખ્ય મુદ્દાની સંપૂર્ણ તપાસ લેવાય તો ઇંગ્લાંડમાંના બિનવાકેફ માણસો હિંદી સવાલના મુદ્દાથી જાણીતા થાય.

આ રિપોર્ટમાં, જે રીતે બાબતો રજુ કરવામાં આવે, તેથી રાજબંધારણના સવાલોના અનુભવીઓ અટકળ કરી શકશે પરંતુ અમારી ભલામણો શું થશે, તે વિષે અમે કંઇ પણ મત ઉચ્ચારવાના નથી.

## નેહરૂ રિપોર્ટનું વાંચન

દેશના અગત્યના રાજદ્વારી વર્ગોએ (કોંગ્રેસે અમારો બોય-

કોટ કીધો હતો, તે ખરૂં છે.) અગત્યની સંસ્થાઓની સીધી જુબાનીની અમોને ના પાડવામાં આવી હતી. પણ અમે સર્વ પક્ષી પરીષદને ૧૯૨૮માં નીમાયલી કમિટિનો રિપોર્ટ એટલે કે નેહરૂ રિપોર્ટ અમે સંભાળથી વાંચ્યો છે અને તેના પર યોગ્ય ધ્યાન આપ્યું છે.

તે ઉપરાંત, હાલના સમયમાં દર્શાવાયલા હિંદી મતો પણ વાંચ્યા છે. આથી તે તરફની મદદ વિના અમે રહ્યા નથી. અમારી સમક્ષ પ્રાંતિક સરકારોએ, પ્રાંતિક કમિટિઓએ યુરોપીઅન અને હિંદી સંસ્થાઓએ પોતાના મત રજુ કીધા છે.

## ૧૯૧૭નું જાહેરનામું બંધન કર્તા છે

રિપોર્ટની પ્રસ્તાવનામાં જણાવે છે કે આગસ્ટ ૧૯૧૭ ના જાહેરનામાની શરતો મુજબ જ હિંદનાં ભવિષ્યના રાજદ્વારી સુધારાની કોઇપણ યોજના સંબંધમાં ચાલવું જોઇએ એ જાહેરનામું "બ્રિટને પોતે હિંદને આપેલા કોલ અને ખાત્રી સમાન હતું"

આથી મી. મોન્ટેગુનાં તા. ૨૦ મી આગસ્ટ ૧૯૧૭નાં જાહેરનામાના "સ્પિરીટ" મુજબ જ કાંઇપણ ભલામણો કરી શકાય અને મી. મોન્ટેગુએ તેમાં સૂચવેલા આદર્શને આપણે કબુલ રાખવો જોઇએ.

"એ શરતોની રૂએ, હિંદના મહાન સવાલની પાર્લામેન્ટે તપાસ લઇને, તેનાં તાત્કાળીક ભવિષ્ય સંબંધી નિર્ણય કરવાનો છે. એ નિર્ણયનો આધાર હાલ સુધીમાં લેવાયલાં પગલાંના પરિણામોના ન્યાયી અંદાજ ઉપર રહેલો છે.

## સાયમન ફારસ સામે હિંદીઓનો ગુસ્સો

સાઇમન કમીશન માત્ર ગોરાઓનું બન્યું, તેની સામે હિંદના ઘણા ભાગોમાં ગુસ્સો ભભૂકી ઉઠયો હતો, જે ગુસ્સો શાંત પાડવાને અમે અમારાથી બનતું કીધું હતું. અમોએ પહેલાં હિંદી કમિટિઓનો સહકાર મેળવ્યો હતો અને પાછળથી આ મારા રિપોર્ટ પર હિંદી પ્રતિનિધિત્વવાળી પરિષદે વિચાર ચલાવવાની સૂચના કરી હતી.

## હિંદી રાજદ્વારી પ્રગતિની સેવા

અમારી ભલામણોમાં ; પાર્લામેન્ટ તરફની ફરજ બજાવવા સાથે, હિંદના રાજદ્વારી સુધારા (પ્રગતિ) ની સેવા બજાવવાની અમે ખાહેશ રાખીએ છીએ.

## હિંદ તરફની ભલી લાગણી

અમારી ભાઇબંધ હિંદી પ્રજા જોઇ શકશે કે, અમોએ આ રિપોર્ટમાં નિખાલસ દિલ અને મિત્રાચારી દર્શાવી છે. આખા હિંદ તરફ ભલી લાગણીનું ચિન્હ તેમાં નજરે પડશે, અને એ ભલી લાગણી હવે પછી થનારી ચર્ચામાં જોવામાં આવશે એવી અમારી ખાત્રી છે.

હિંદના જવાબદાર અને પ્રતિનિધિત્વ ધરાવનાર દરેક વર્ગના વિચારો જાહેર કરવાની તક આપવા પછી જ હિંદી સુધારાના સવાલનો નિર્ણય કરવામાં આવશે

## રિપોર્ટમાં કેવું પીંજણ છે ?

રિપોર્ટના પહેલા વિભાગમાં, હિંદુસ્તાન કેટલો મોટો મુલક

છે, તેની વસ્તી કેટલી તરેહવાર જાતની છે, તેમાંની અનેક બાલો; તેના જુદા જુદા ધર્મો, તેના સામાજીક વિભાગો, તેના આર્થિક સંજોગો અને તેની વધતી જતી રાજદ્વારી સમજદારીની બાબતો ચર્ચેલી છે.

આંકડાને લગતા પ્રકરણમાં હિંદુસ્તાનનો મહાન વિસ્તાર તેની વસ્તી અને ભાષાઓ વિગેરેનું કમીશને વર્ણન આપ્યું છે.

તે સાથે એ ભિન્નતા છતાં હિંદની વધતી જતી રાજદ્વારી એકતાની લાગણી સંબંધી પણ ઇશારો કીધો છે.

## હિંદની રાષ્ટ્રીય હિલચાલ

હિંદના બધા વર્ગો અને જાતોના રાજદ્વારી માનસ ધરાવનારા વર્ગો વચ્ચે દેશાભિમાની ધગશ દુનિયામાં હિંદની એકતા જાહેર કરવા માટે જોવામાં આવે છે. ભૂગોળની નજરે મોટો વિસ્તાર અગર વસ્તીના આંકડાઓ, અગર ધર્મની મુશ્કેલીઓ અગર તો ન્યાતો અને ભાષાઓના ગુંચવાડાથી હિંદી રાષ્ટ્રીય ચળવળની કિંમત ઉતારી પાડવી એ મોટી ગંભીર ભૂલ ગણાશે. આ ચળવળને હિંદના કરોડો લોકોના, એક ઘણા જુજ ભાગને લાગે વળગે છે એ ખરૂં; છતાં દુનિયાના બધા ભાગોની માફક, હિંદના જાહેર પુરૂષો આખા હિંદના લોકો તરફથી બોલવાનો દાવો કરે છે અને હિંદના રાષ્ટ્રીય ચળવળમાં દેશના જાગ્રતિ અને રાષ્ટ્રીય દરજ્જાના બધા બળો જોવામાં આવે છે.

## દેશની હાલતમાં મોટો વધારો થયો છે !

આ પછી, કમીશન ગામડાંઓની જીંદગીનું ચિત્ર રજુ કર-

વાની કોશેશ કરે છે. હિંદુસ્થાનમાં મોટો સુધારો થયો છે, અને દેશની દોલતમાં મોટો વધારો થયો છે એવી ડંફાસ કમીશને હાંકી છે.

છતાં કમીશન કબુલ કરે છે કે, સાધારણ ખેડુત તેના જમીનના નાના ટુકડામાં થોડાંજ સાધનો ધરાવે છે. તેની જરૂરીયાતો પણ થોડી છે. તે સામાન્ય રીતે અભણ હોય છે, છતાં તેનામાં શાણપણની ખામી નથી. તેની નજર સંકુચિત ક્ષેત્રમાં હોય છે.

ખેડુતનું બધું ધ્યાન રૂતુ, વરસાદ, પાણી, પાક, ઢોર અને તેના તહેવારો તથા મેળાઓ પર હોય છે. તેને દુકાળ અને રેલની મોટી ધાસ્તી છે; પણ બહારની દુન્યાનું તેને જ્ઞાન નથી.

કમીશન જણાવે છે કે:—જેમ જેમ હિંદી ઉદ્યોગો અને વેપાર વધતો જાય છે, તેમ તેમ સાધારણ ગામોની વસ્તી વધતી જાય છે. મોટા શહેરમાં મજુર વર્ગોને રહેવાના મકાનોની હાલત ઘણીજ કંગાળ હોય છે.

હિંદનો કેળવાયેલો વર્ગ ખાસ ધ્યાન ખેંચે છે. ઇંગ્લીશ ભાષામાં કામ કરનારો અને તેમાં વિચાર કરનારો હોવા છતાં તે પૂર્વની પ્રાચીન સંસ્કૃતિમાં લોક સમૂહ સાથે એકતા બનાવનારો હોય છે.

## હિંદુ–મુસ્લીમ ભેદ પાડવાની નીતી

હિંદુઓ અને મુસ્લીમોમાં ધર્મોના ભેદ છે, તે કાંઇ યુરોપનાં જેવા નથી. જુદા કાનુનો, આંતર લગ્નોની ગેરહાજરી અને જુદી જાતને લીધે એ કોમોની આડી દિવાલો છે.

સાધારણ કામકાજમાં, બે કોમો વચ્ચે માયા જોવામાં આવે છે. બન્ને કોમના નેતાઓને હિંદુ-મુસ્લીમ એક્તા સાધવા કરેલા પ્રયત્નો છતાં એ બે કોમો વચ્ચેના તફાવત હિંદની એક્તામાં મોટી અડચણ રૂપ છે. હિંદી ધર્મો મુજબ મતદારીનો સવાલ બાજુએ મૂકવામાં આવે, તે સિવાય એ બંને કોમોની ધારાસભાઓની બેઠકોનું પ્રમાણ નક્કી કરવું પડશે.

રિપોર્ટમાં આગળ ચાલતાં હિંદુ મુસ્લીમ સંબંધ વિષે જણાવવામાં આવ્યું છે. તેનો લાંબો અને અગત્યનો ઇતિહાસ તપાસવાની જરૂર છે. અમારા અભિપ્રાય પ્રમાણે કોમી કંકાસનું કારણ કોમી પ્રતિનિધિત્વ નથી અને કોમી પ્રતિનિધિત્વ કહાડી નાખવામાં આવે તો કોમી ઝગડા નાબુદ થાય એવું માનવાને સંગીન કારણ નથી. નવા સુધારા અને તેની કલ્પનાએ હિંદુ-ઇસ્લામી હરિફાઇને નવો વેગ આપ્યો છે. અમારી સમક્ષ પડેલી જુબાની મોટે ભાગે કોમી ધોરણ પર પડી છે અને અમારી સામે બેઠેલી હિંદી કમિટિઓના રિપોર્ટમાં પણ તેજ નજરે પડે છે. એક કોમ કુદરતી રીતે બહુમતિનો આધાર રાખે છે. બીજી કોમ આજ કારણે પોતાની કોમ માટે રક્ષણ માગે છે અને પોતે હિંદના આગળના જીતનારાઓના વારસ છે તે ભૂલતી નથી. તે પુરતા પ્રતિનિધિત્વની અને સરકારી હોદ્દાઓમાં સંપૂર્ણ હિસ્સો મેળવવાની ખાત્રી માંગે છે. શીખો જણાવે છે કે અમારી સંખ્યા છેલ્લા ૩૦ વરસમાં વધતી ગઇ છે અને પંજાબમાં અમારૂં જે સ્થાન છે તે જોતાં અમને ખાસ હક્ક મળવા જોઇએ. કમીશને અંત્યજ વર્ગની સ્થિતિ અને એંગ્લો

ઇન્ડીયન કોમના સવાલો અને તેમની મુશ્કેલીએ પણ તપાસી છે. હિંદમાંના યુરોપીઅનો વિષે કમિશ્નરો જણાવે છે કે ઇતિહાસમાં એવા દાખલા ઘણા ઓછા છે કે જ્યાં થોડા માણસોએ આવા વિશાળ અને અગત્યના ફેરફાર કર્યા હોય.

## સ્ત્રીઓનું સ્થાન

સ્ત્રીઓના હકમાં કમીશને ખાસ ઉલટ દેખાડી હોય એમ રિપોર્ટ ઉપરથી જણાય છે. હિંદની સ્ત્રીઓ વિષે એક જુદું પ્રકરણ લખવામાં આવ્યું છે. તેમાં જણાવાયું છે કે હિંદનું બંધારણ અને તેની કેવી રીતે ખીલવણી જોઇએ તેની ચર્ચા કરનારો દસ્તાવેજ હિંદની સ્ત્રીઓને પડતી મૂકી શકે નહિ.

સ્ત્રીઓના હક, હિંદી સ્ત્રીઓ અને સુધારકો, પરદા અને બાળલગ્ન વિગેરે વિષે વિવેચન કરી કમિશ્નરો જણાવે છે કે હમણાં શિક્ષણ અને નરસીંગના ધંધામાં સ્ત્રીઓની સંખ્યા ઘણી ઓછી છે. એ સંખ્યાના વધારાના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ છે; છતાં લાયકાતવાળી સ્ત્રી શિક્ષકો મોટી સંખ્યામાં ન મળે ત્યાં સુધી છોકરીઓ અને નાના બાળકોને ગામડામાં કાર્યસાધક કેળવણી આપી શકાય તેમ નથી. તબીબી અને બીજી સગવડને અભાવે સ્ત્રીઓની સ્થિતિ ભયંકર છે. સ્ત્રીઓની હિલચાલ પર સ્ત્રીઓની પ્રગતિનો આધાર રહેલો છે. હિંદની સ્ત્રીઓ કેળવાયલા શહેરીઓ તરીકે પોતાનો ભાગ ભજવે ત્યાં સુધી હિંદ દુનિયામાં જે સ્થાન મેળવવાને અભિલાષા રાખે છે તે પ્રાપ્ત કરી શકે તેમ નથી.

## ત્રણ કુટ પ્રશ્નો

જુદા પ્રકરણમાં હિંદમાં દરેક પ્રાંતનું ટુંક વર્ણન આપવામાં આવ્યું છે. હિંદ અને બરમા વચ્ચે કેટલું અંતર છે તે સમજાવવામાં આવ્યું છે. દેશી રાજ્યો વિષે પણ પહેલા ભાગમાં ઇશારો કરવામાં આવ્યો છે પણ ભવિષ્યમાં સંબંધ કેવી રીતે ખીલવો જોઇએ તે વિષે બીજા ભાગમાં કમિશ્નરો વિવેચન કરનાર છે.

હિંદના લશ્કરના સવાલ વિષે કમિશનરો જણાવે છે કે હિંદમાંનાં લશ્કરની વ્યવસ્થા ભરતી અને અંકુશના સવાલ જેવો મુશ્કેલ સવાલ બીજો એકે નથી. કમિસ્નરો જણાવે છે કે આ સવાલને હમણાં અભરાઇ પર ચડાવવામાં આવે તો તેથી હિંદ અને ઇંગ્લંડની કુસેવા જ બજાવેલી ગણાશે અને બ્રિટિશ રાજ્યનીતિ વિષે શક ઉત્પન્ન કરશે. કમિસ્નરો જણાવે છે કે હિંદના બાહેરના બચાવ સંબંધી તેણે હંમેશ ચિંતા રાખવાની છે. સરહદ પરનાં વાયવ્ય પ્રાંતો પર તેને જે ભય છે તેવો ભય સ્વરાજ્ય ભોગવતા કોઇ પણ મુલ્કને નથી. દેશની અંદરની સહિસલામતીનો સવાલ પણ વિચારવાનો છે. હિંદ જુદા જુદા ધર્મ અને હરીફ કોમથી વસાયેલો દેશ છે એટલુંજ નહિ પણ જુદી જુદી લશ્કરી તાકાતવાળી કોમનો દેશ છે તે હિંદ માટે વિચારવાનો ત્રીજો પ્રશ્ન છે.

## હિંદી લશ્કર

કમીશને હિંદના ક્યા ક્યા ભાગમાંથી લશ્કર માટે માણસો મેળવવામાં આવે છે તેનું વર્ણન કરી જણાવ્યું છે કે હિંદીઓનું

બનેલું હિંદી પ્રજાકીય લશ્કર ઉભું કરવું કે જેમાં દરેક સભ્ય બીજાઓને પોતાના સાથી ગણે અને હિંદી અમલદારો જુદી જુદી કોમના માણસોની આગેવાની લે તેમ તેના પર જાહેર વિશ્વાસ રહે એ મહા મુશ્કેલ સવાલ છે. શહેરીપણું ખીલવવાના પ્રયત્નો હિંદી રાજદ્વારીઓ કરી રહ્યા છે અને હિંદની એકતાની પ્રગતિ જોવા ઇચ્છનારાઓની તે તરફ દીલસોજી છે. પણ હિંદની લશ્કરી કોમ અને બીજી કોમો વચ્ચે જે ફરક છે તે પરથી પણ સિદ્ધ થાય છે કે હિંદ એક રાષ્ટ્ર નથી. પસંદ કરેલા વિસ્તાર અને ખાસ કોમના માણસોના બનેલા હિંદી લશ્કર પર દેશની અંદર સુલેહ શાંતિ જાળવવાનો આધાર રાખવામાં સ્વરાજ્યવાલા હિંદની શાંતિભરી એકતા ભયમાં આવી પડશે. હિંદના લશ્કરનો સવાલ હિંદી રાજદ્વારીઓ માટે ઘણો મુશ્કેલી ભર્યો છે. હિંદના બચાવના સવાલનો નેહરૂ રિપોર્ટમાં નીકાલ કરવામાં આવ્યો છે, તે કમીશને તપાસી રદ કર્યો છે. કમીશન આગળ ચાલતાં જણાવે છે કે દેશની અંદરની વ્યવસ્થા જાળવવાની જવાબદારી સ્વરાજ્ય ભોગવતા વિસ્તારમાંનાં લશ્કરની છે અને તેનો બોજો હિંદી કર ભરનાર પર પડવો જોઇએ. બાહેરના બચાવનો સવાલ બે દ્રષ્ટીએ જોવાનો છે. તેને એકલા હિંદનો નહિ પણ આખા શહેનશાહતનો સવાલ ગણવામાં આવે અને તેથી શહેનશાહની સામાન્ય રાજ્યનીતિ સાથે તેને જોડવામાં આવે.

કમિશ્નરો છેવટે જણાવે છે કે અમારે બેવડી ચેતવણી આપવાની છે. એક ચેતવણી એ છે કે બ્રિટિશોએ અત્યારની હિંદની

લશ્કરી વ્યવસ્થાને નહિ ફેરવી શકાય તેવી ગણવાની નથી પણ તેમાં જરૂરી ફેરફાર કરવાના પ્રયત્ન કરવા ઘટે છે. બીજા હાથ પર હિંદી રાજદ્વારીઓને ચેતવણી આપવાની કે ખરી સ્થિતિ ફેરવવામાં તેઓ મદદ કરે તોજ અત્યારની સ્થિતિ બદલી હિંદને સ્વરાજ્યને માર્ગે વાળી શકાય.

## કમીશન નીમવાની સૂચના

રિપોર્ટના બીજા ભાગમાં અત્યારના બંધારણ અને તેના સિદ્ધાંતો પ્રાંતોની સરકાર અને હિંદી પ્રધાનની ઓફીસનું સાંચાકામ તપાસવામાં આવ્યું છે. સુધારા આપવા માટે વખતો વખત કમીશન નીમવાની મોન્ટફર્ડ રિપોર્ટમાંની સૂચના વિષે કમીશન જણાવે છે કે આ સંબંધી અમારા વિચારો અમે હવે પછી જાહેર કરીશું.

## મતદારોની ઓછી સંખ્યા

ત્રીજા ભાગમાં સુધારાવાળું બંધારણ કેવું ચાલ્યું છે તે જણાવવામાં આવ્યું છે. પ્રાંતોની વડી ધારાસભાની ચુંટણીની પદ્ધતિ કેવી નીવડી છે તેનું તેમાં વર્ણન કરી જણાવવામાં આવ્યું છે કે પ્રાંતોમાં મતાધિકાર બને તેટલો વિશાળ હોવો જોઇએ; પણ કારોબારી દ્રષ્ટિ, તેમજ અજ્ઞાનતાને કારણે મતદારોની સંખ્યા પર અંકુશ પડયો છે. મતાધિકાર માટે મિલકતને લાયકાત ગણવાને પરિણામે વસ્તીના મોટા ભાગને અને ખાસ કરીને લગભગ સઘળી સ્ત્રીઓ અને સામાન્ય ગરીબ વર્ગને મતાધિકારમાંથી બાતલ રાખવામાં આવ્યા છે. મતદારોનો મોટો ભાગ અજ્ઞાન છે અને કેટલાક

વિસ્તારમાં તો અજ્ઞાન મતદારોની સંખ્યા ૯૦ ટકા જેટલી છે, છતાં નોંધાયલા મતદારોની સંખ્યા વસ્તીપત્રકમાં કેળવાયલા પુરૂષોની સંખ્યા કરતાં ઓછી છે. એમ જણાવાય છે કે કેળવાયલાઓની મોટી સંખ્યા મતદાર તરીકેની લાયકાત મેળવવામાં નિષ્ફળ નીવડી છે. કમિશ્નરો જણાવે છે કે મતદારોની સંખ્યા એકદમ વધારવાથી મતાધિકારનો વહિવટ મુશ્કેલ થઇ પડી કારોબારી દ્રષ્ટિએ તે અશક્ય થઇ પડે છે.

## ધારાસભામાંના પક્ષ

મતદાર અને સભ્ય એક બીજાના સમાગમમાં આવતા નથી. તે વિષે ટીકા કરતાં કમિશ્નરો જણાવે છે કે મતદારો અને સભ્યો વચ્ચે કોઇ પણ સ્થાયી સંબંધ સ્થાપવો હોય તો ખરી રાજદ્વારી જવાબદારી દાખલ કરવી જોઇએ. અત્યારની ધારાસભાનું ગુંચવાડાભર્યું બંધારણ જોતાં ઇંગ્લંડના જેવા રાજદ્વારી પક્ષો સ્થાપવાનું લગભગ અશક્ય છે અને તે દિશામાં ભાગ્યેજ પ્રયત્ન પણ થયા છે. જુદી જુદી ટોળી બંધાઇ છે પણ તે કોમી ધોરણપર બંધાય છે અને તે કોમી રૂપ પકડે છે. કોઇ પણ વ્યવસ્થિત અને ચોક્કસ કાર્યક્રમવાળો પક્ષ હોય તો તે સ્વરાજ્ય પક્ષ છે. માત્ર બંગાલ અને મધ્ય પ્રાંતોમાં એ પક્ષ બેહથુ સત્તા ચાલવા નહિ દેવાનો એટલે પ્રધાનમંડળ સ્થાપવાનો પોતાનો હેતુ પાર પાડવામાં નિષ્ફળ નીવડયો હતો. બીજા પ્રાંતોમાં તેણે વિરૂદ્ધ પક્ષનું સ્થાન લીધું છે પણ તિક્ષણ ટીકાકારનું ઉપયોગી કામ ઘણી વખત બજાવી શકયો નથી. એ પક્ષમાંથી ઇસ્લામી સભ્યો નીકળી જતાં એ પક્ષ પણ કોમી પક્ષ જેવો બની ગયો છે. મદ્રાસનો જસ્ટીસ અને પંજાબનો નેશનાલીસ્ટ યુનીયનીસ્ટ પક્ષ બિન કોમી ધોરણે

પક્ષ ઉભા કરવાના ધોરણની લગોલગ જઇ પહોંચ્યો છે. સને ૧૯૨૦માં મદ્રાસમાં પહેલી ચુંટણી પછી જસ્ટીસ પક્ષમાંથી પ્રધાનોની પસંદગી થઇ હતી. પહેલી અને છેલ્લીવાર એક જ પક્ષમાંથી પ્રધાનોની આ રીતે પસંદગી કરાઇ હતી. હિંદમાં એક પણ પ્રાંત એવો નથી કે જ્યાં પ્રધાનોને સરકારી સભ્યોના ટેકાની જરૂર નહિં પડી હોય. બેહથ્થુ સત્તાના વહિવટનો સવાલ વિચારતી વખતે આ બાબત ખાસ લક્ષમાં લેવાની છે. સુધારાના બંધારણની રાજ્યનીતિ પ્રમાણે પ્રધાનો અનામત ખાતા અને તેની રાજ્યનીતિ માટે જવાબદાર નથી. પણ સોંપાયલા ખાતા સંબંધી ધારાસભાને ભેગા જવાબદાર છે. કમિશ્નરોએ આ સિદ્ધાંત અમલમાં મૂકવા વિષે અશક્યતા જણાવી છે. પ્રાંતિક ધારાસભાઓને એકી વખતે બે કામ કરવાના હતા. એક ક્ષેત્રમાં તેમણે રાજનીતિની ચર્ચા ચલાવવાની હતી અને બીજા ક્ષેત્રમાં ચર્ચા ચલાવી ખર્ચ માટે મંજુરી આપવી કે નહિ તે નક્કી કરવાનું હતું. પ્રધાનો સરકાર સાથે જોડાયલા હોવાને કારણે પણ તેમના પર ટીકા થઈ છે, તેથી પ્રધાનો અને તેમને ટેકા આપનારાઓ વચ્ચેનો સંબંધ નબળો પડયો છે.

### કાયદો અને વ્યવસ્થા

કમીશને આગળ ચાલતાં જણાવ્યું છે કે કાયદા અને વ્યવસ્થા પ્રત્યેનું ઘણી ધારાસભાનું વલણ સખ્ત છે. ઘણા પ્રાંતોમાં પોલિસના વહિવટ સામે હંમેશાં ટીકા થયાજ કરી છે. આ ટીકા ઘણી વાર સામાન્ય હતી તો કોઇ કોઇ વાર તે અમુક વ્યક્તિ અથવા અમુક બનાવ સંબંધી હતી. તેનો બચાવ કરવાનું સરકારી બેંકો પરના બોલનારાઓ પર જ આવી પડતું હતું. ધારાસભા-

ભાએ કોઇ વખતે સરકારની જરૂરીયાત પ્રત્યે દુર્લક્ષ કર્યું છે તો ઘણા દાખલામાં તેને લાગવગ ઉપયોગી થઇ પડી છે. સુધારાવાળી પ્રાંતિક ધારાસભાનું કામકાજ ઘણાઓએ ધડી રાખ્યું હતું તે કરતાં સારૂં ચાલ્યું છે.

### બધા જ વર્તમાનપત્રો સરકારની વિરૂદ્ધ !

વડી ધારાસભા સંબંધી કમિશ્નરો જણાવે છે કે પશ્ચિમના દેશોનું પાર્લામેન્ટરી ધોરણ બ્રિટિશ હિંદ જેવા વિશાળ દેશને લાગુ પાડવાનું મુશ્કેલ છે. વડી ધારાસભાનો સભ્ય એક વાર ચુંટાયા પછી મતદારો માટે તે ઓછું હિત ધરાવવા માંડે છે. તે મતદારોના સમાગમમાં આવતો નથી પણ વર્તમાનપત્રોને આધારે તેનો અભિપ્રાય બંધાય છે. અને વર્તમાનપત્રો તો લગભગ બધાજ સરકારની વિરૂદ્ધ છે. વડી ધારાસભામાં ૧૦૫ સભ્યોને ૧૮ લાખ મતદારો ચુંટી મોકલે છે પણ વડી ધારાસભાની રાજ્યનીતિમાં મતદારોનો મોટો ભાગ ઉલટ લેવા વિષે કમીશન શક બતાવે છે. હિંદની વડી સરકાર વડી ધારાસભાની બહુમતીના વિશ્વાસ પર ભાગ્યેજ આધાર રાખી શકે. વડી ધારાસભાએ ઘણીવાર બિન જવાબદાર રીતે ટીકા કરી છે છતાં રચનાત્મક કાર્યમાં પણ તેણે સરકારને મદદ કરી છે. કારોબારીઓ ધારાસભાની ટીકા અને સૂચના પ્રત્યે બેદરકાર રહ્યા નથી. વડી ધારાસભા અને પાર્લામેન્ટની સ્થિતિ વચ્ચે ફરક છે છતાં વડી ધારાસભાના પ્રમુખ પોતાને એવી દખલગીરી કરવાની સત્તા હોવાનો દાવો કરે છે કે જે સત્તા આમની સભાના સ્પીકરની સત્તાની હદ વિરૂદ્ધ છે.

## વડી ધારાસભાની સત્તા

કમિશ્નરોએ આગળ ચાલતાં જણાવ્યું છે કે વડી ધારાસભાની નાણા સંબંધી સત્તા સંકુચિત છે છતાં તેની સરકાર પર આડકતરી લાગવગ ઘણી છે. આ સત્તાનો ખ્યાલ વડી ધારાસભાના સભ્યો જેઓ કારભારીઓને બિનજવાબદાર જણાવે છે તેમને પણ આપવો મુશ્કેલ છે. અમલદારોએ પોતે જણાવ્યું છે કે ચુંટાયલા પ્રતિનિધિઓના સમાગમમાં આવવાની તેમના પર ભારે અસર થઇ છે.

કમિશ્નરો બંધારણના પ્રકરણની છેવટે ૧૯૨૦ પછીના રાજદ્વારી મામલાનું, અસહકારની ચળવળનું અને પહેલી બીજી અને ત્રીજી વડી ધારાસભાના કામકાજનું અવલોકન કરે છે. છેવટે હિંદી વર્તમાનપત્રો અને જાહેર પ્રજામત પરના તેના લાગવગ વિષે વિવેચન કરવામાં આવ્યું છે.

## કાર્યભારી પદ્ધતિ

ચોથા ભાગમાં કાર્યભારી પદ્ધતિની ચર્ચા કરવામાં આવી છે અને ન્યાય, સ્થાનિક સ્વરાજ્ય, સરહદના પ્રાંતો અને બીજા વિસ્તારના વહિવટનું વર્ણન કરવામાં આવ્યું છે. લી. કમીશનની ભલામણનો પણ સાર આપવામાં આવ્યો છે કે જીલ્લાના અમલદારો પ્રજાના સમાગમમાં આવવા માટે ઘણું કરે છે. કમિશ્નરો સ્થાનિક સ્વરાજ્યવાળી સંસ્થાઓમાં સરકારી પ્રમુખનું સ્થાન બિનસરકારી પ્રમુખને મળતાં કાર્યસિદ્ધિ ઘટી છે.

## સરહદ પરના પ્રાંત

કમીશને પોતાના રિપોર્ટના એક પ્રકરણમાં સરહદ પરના

પ્રાંતનો સવાલ પણ ચર્ચ્યો છે. કમીશન જણાવે છે કે હિંદનો બીજો ભાગ ધીમે ધીમે સ્વરાજ્યને માર્ગે વળી રહ્યો છે ત્યારે સરહદ પરના પ્રાંતોના પાંચ જીલ્લામાં કંઈ પણ ફેરફાર થયો નથી. બ્રિટિશ હિંદના બીજા ભાગોમાં કાયદો અને વ્યવસ્થા દેશનાં અંદરનો સવાલ છે ત્યારે સરહદ પરના પ્રાંતોમાં પરદેશી પ્રજા અને શહેનશાહતના બચાવનો સવાલ થઇ પડયો છે. એ પ્રાંતોની આગળ વધવા માટેની માંગણી તરફ કમીશને દીલસોજી બતાવી છે અને આ પ્રાંતોનું ભવિષ્યનું બંધારણ કેવું હોવું જોઇએ તે વિષે બીજા ભાગમાં સુચના કરવાનું જણાવ્યું છે.

## નાણાંનો વહીવટ

પાંચમાં ભાગમાં નાણાં સંબંધીનો પદ્ધતિની ચર્ચા છે. કમીશને આ માટે મી૦ ડબલ્યુ. ટી. લેટનની સેવાનો લાભ મેળવ્યો હતો. તેમણે કમીશનને પોતાનો રિપોર્ટ પૂરો પાડયો છે જે હવે પછીના ભાગ સાથે પ્રગટ થશે.

## કેળવણીની પ્રગતિ

છઠ્ઠા ભાગમાં કેળવણીની પ્રગતિ વિષે વિવેચન છે. કમીશન આ બાબતમાં હારટોગ કમિટિના નિર્ણય સાથે સામાન્ય રીતે મળતુ થયું છે. કમિશ્નરો જણાવે છે કે સુધારા પછી શિક્ષણ લેનારાઓની સંખ્યા વધી છે તેમ પ્રાથમિક કેળવણી પાછળનો ખર્ચ પણ વધ્યો છે. ૧૯૨૨-૨૩નાં વરસમાં બ્રિટિશ હિંદની શાળાઓના પહેલા વર્ગમાં ૩૦ લાખ છોકરાઓ દાખલ થયા હતા તેમાં થી માત્ર ૬,૫૫,૧૦૧ જેટલા જ સને ૧૯૨૫-૨૬મ

ચોથા વર્ગ સુધી જઇ શક્યા હતા. બીજાઓએ વચ્ચેથી જ અભ્યાસ પડતો મૂકયો હતો. છોકરીઓની સંખ્યા તો એથી પણ વધુ છે. કમિશ્નરો જણાવે છે કે માધ્યમિક કેળવણીને સંગીન સ્થિતિ પર મૂકવા માટે ઘણા ગંભીર પ્રયત્ન કરવાની જરૂર છે. હિંદમાં કેળવણી વધતી જાય છે. પણ હિંદ કેળવાયલું ગણાય તે સ્થિતિ તો હજુ ઘણી દૂર છે. કેળવાયલી સ્ત્રીઓ રીતરિવાજની બેડી તોડવા માટે પોતાનાથી બનતા પ્રયત્ન કરી રહી છે. કેળવાયલો પ્રજામત અંત્યજો અને પછાત વર્ગના લોકોને હાલની સ્થિતિમાં રાખી મૂકવાની વિરૂદ્ધ છે. શ્રીમંતો કેળવણી માટે મદદ કરવાને તૈયાર છે અને કેળવણીની બાબતમાં પ્રધાનોને તેમના ગોઠીયાઓ મદદ કરવાને તૈયાર છે. આ સ્થિતિ આશાજનક અને ઉત્તેજન લેવા જેવી છે.

## હિંદી પ્રજામત

કમિશ્નરોએ છેલ્લા પ્રકરણમાં હિંદના પ્રજામત વિષે લખ્યું છે. તેઓ જણાવે છે કે હિંદમાં રાજદ્વારી બાબતોમાં ઉલટ લેનારાઓની સંખ્યા હજુ ઓછી છે. શહેરના લોકો અને કેળવાયલો વર્ગ જ તેમાં ઉલટ લે છે. આખી દુનિયામાં થોડાક દેશો સિવાય ખેડુતો રાજદ્વારી વિષયોમાં ચાલુ ઉલટ લેતા નથી. હિંદના ૫ લાખ ગામડામાં જે થોડી જાગૃતિ આવી છે તે વાત સંયોગોને આભારી છે. દેશનો વહીવટ પ્રજામતને અનુસરીને ચાલવો જોઇએ એ વિચાર હિંદીઓને મન નવો છે. રાજદ્વારી વિચારો પર કોમી લાગણીની અસર પહોંચે છે. આ પરથી એમ માનવાનું નથી કે હિંદી ખેડુતો જાગૃત થઇ શકે તેમ

નથી. રાજદ્વારી અભિપ્રાય માટે ઇલ્લાકેદાર શહેરો અને મોટા કસ્બાઓ પ્રત્યે લક્ષ આપવાનું છે. છેલ્લા જમાનામાં હિંદ પર યુરોપની ઘણી અસર થઇ છે. હિંદીઓ લાંબો વખત થોભવાને તૈયાર નથી. કેળવાયલા હિંદીઓ યુરોપીઅનોના જેવી સમાનતા માગે છે અને કંઇ પણ ભેદભાવ રાખવામાં આવે તે સામે અણગમો જાહેર કરે છે.

## સામાજીક અને આર્થિક બદી

ભૂમિકાના છેવટના ભાગમાં જણાવવામાં આવ્યું છે કે સ્વરાજ્યથી પરીચીત બ્રિટિશ પ્રજા આ હિલચાલ તરફ જરૂર દિલસોજી બતાવશે; જો કે તેઓ કેટલાક દેખાવ તરફ નાપસંદગી બતાવે. આપણે હિંદને તેને માર્ગે આગળ વધારવાને વચનથી બંધાયલા છીએ. હિંદ જે અનેક બદીઓથી પીડાય છે તેનું મૂળ સામાજીક અને આર્થિક રિવાજ છે અને હિંદીઓ પોતે જ તે નાબુદ કરવાનાં પગલાં ભરી શકે. આ બદીનો દોષ બીજા પર મૂકવામાં આવે તો તે સુધરવાનો સંભવ નથી. હિંદનો પ્રજામત સુધારાના વહેવારૂ કામ માટે એકત્ર થઇ મજબુત બને એવું અમે ઇચ્છીએ છીએ. રચનાત્મક રાજ્યનીતિની મુશ્કેલી ઉભી થાય છે ત્યારે સામાન્ય વાકયોનાં અધુરાપણાનો ખ્યાલ આવે છે.

# અહેવાલ



## સાઈમન રિપોર્ટ

સાઇમન રિપોર્ટનો બીજો ભાગ ભલામણોનો છે તેમાં કમિશ્નરો જણાવે છે કેઃ—

"છેલ્લા થોડા મહિનાઓમાં હિંદમાં જે બનાવો બની ગયા છે તે તરફ આ રિપોર્ટ લખતાં અમોએ જરાપણ ઇશારો કીધો નથી. આ બનાવો બનવા પહેલાં, અમોએ અમારી મુખ્ય ભલામણો એકમતે નક્કી કરેલી છે. લાંબી નજર દોડાવવાની —અને ચોક્કસ બનાવો પરથી દૂર નજર દોડવવાની જરૂર છે. રિપોર્ટ પર તા. ૨૭ મી મેને દિને સહી મૂકાઇ હતી. અમુક જગ્યાએ, કેટલાક મેમ્બરોએ થોડોક ફેરફાર સૂચવ્યો હતો. છતાં આ રિપોર્ટ એકમતી હોવા પર કમીશન ખાસ ભાર મૂકે છે.

બંધારણનો રિપોર્ટ એકસામટો જોવો જોઇએ, તેના અમુક ભાગ પર જુદું લક્ષ નહિં આપવું જોઇએ.

આ રિપોર્ટના ૧૨ ભાગ કરેલા છે.

પહેલા ભાગમાં, કમીશનની ભલામણોના સામાન્ય સિદ્ધાંતો ચર્ચેલા છે. જે પરથી જણાય છે કે, સ્વરાજ્ય ભોગવતા પ્રાંતોના માથા ઉપર સમસ્ત હિંદના ફેડેરેશનને લઇ જવાની યોજનાનો મુખ્ય વિચાર જણાય છે.

## વાઇસરોયનો લશ્કર અને રાજ્યોપર કાબુ

વાઇસરોયને શાહીસત્તાના પ્રતિનિધિ તરીકે, લશ્કર પર અને દેશી રાજ્યો પરની સર્વોપરી સત્તાનો અમલ સોંપાશે.

## પ્રાંતોમાં "કાયદા અને બંદોબસ્ત"–ગવર્નરને રીઝર્વ સત્તા

પ્રાંતિક સરકારો, એક તંત્રથી રાજઅમલ કરશે; એટલે કે ચુંટાયલા અગર બિનચુંટાયલા પ્રધાનોની બધા વિષયો પર સત્તા રહેશે. જ્યારે લઘુમતીઓના રક્ષણ, ખાસ કાયદા અને "કાયદા અને બંદોબસ્ત"ની જાળવણીના ખાતાંઓ સંબંધમાં, ગવર્નરને ખાસ રીઝર્વ સત્તાઓ અપાશે.

## કોમી મતદારી અને મોટી ધારાસભા

બીજા ભાગમાં, ગવર્નરના ઇલાકાઓ વિષે જણાવ્યું છે. તેમાં હાલના જુદા મતદાર મંડળોનાં ધોરણે મોટી ધારાસભાઓની ભલામણ કરે છે. બીજી સમજુતી ન થાય તો, લખનૌ હિંદુ–મુસ્લીમ સમજુતી મુજબ મતદારી રાખવી. મતદારોની

સંખ્યા ત્રેવડી કરવી. એ માટે એક મતદાર (તપાસ) કમિટિ નીમાશે.

## પ્રાંતોની સરહદની કમિટિ

પ્રાંતોની સરહદ નક્કી કરવાને એક સરહદ કમિટિ નીમાશે. પ્રાંતો ખીલતા જાય, તેમ ફેરફાર થઇ શકે. તેમાં બંધારણની ભલામણ કરી છે.

ત્રીજા ભાગમાં, સરહદના પ્રાંત અને ખાસ વિસ્તારોની બાબત છે. સરહદના પ્રાંતને ધારા બાંધવા અને કર નાંખવાની સત્તાવાળી ધારાસભા અપાશે પણ તેના કારોબારની જવાબદારી ચીફ કમિશ્નરની રહેશે. પશ્ચાત પ્રાંતો વડી સરકારને હસ્તક રહેશે.

## સરકારની આપખુદ સત્તા—વડી ધારાસભા અને રાજસત્તા

ચોથા ભાગમાં વડી સરકાર વિષે જણાવ્યું છે. વડી ધારાસભા આશરે ૨૮૦ સભાસદોની બનશે. તેને પ્રાંતિક ધારાસભાના મેમ્બરો—અમુક પ્રતિનિધિત્વમાં આડકત્રી રીતે—ચુંટી કાઢશે.

વડી ધારાસભા અને રાજસભાની ફરજો હાલની જેમજ રહેશે.

વડી સરકારમાં, વાઇસરોય ધારાસભાના અમુક સભ્યોને પણ નીમી શકશે.

મત આપવા જોગ, અને નહિ આપવા જોગ બાબતોનો ભેદ વડી અને પ્રાંતિક ધારાસભાઓમાં રખાશે.

વડી સરકારને મજબુત રાખવા અને પ્રાંતોમાં અખતરો અજમાવવા પર કમિશ્નર ભાર મુકે છે.

## હિંદનું શાહી લશ્કર

પાંચમો ભાગ હિંદના બચાવને લગતા બંધારણના સવાલો સંબંધમાં છે.

હિંદ અને ઇંગ્લાંડે એવી સમજુતી કરવી જોઇએ કે, રક્ષણ અને દેશની અંદરની સલામતી માટે રાખેલાં લશ્કરને શાહી લશ્કર તરીકે વાઇસરોયની સત્તા નીચે રાખવું અને તેના નિભાવ માટે શાહી સત્તાવાલાઓને ચોક્કસ નાણું આપવું.

હિંદી સેનાપતી હિંદી સરકારના મેમ્બર તરીકે બંધ પડશે અને વાઇસરોયની સત્તા હેઠળ રહેશે.

છઠ્ઠા ભાગમાં જણાવે છે કે, બરમાને હિંદથી છુટું પાડવું, પણ હિંદની માફક ઇશાન હિંદનું [બરમાનું] પણ શાહી લશ્કર રાખવું.

## દેશી રાજ્યો અને હિંદી નાણાખાતું

સાતમો ભાગ દેશી રાજ્યો સાથેનાં ભવિષ્યના સંબંધને લગતો છે. અને સામાન્ય હિતના સવાલો ચર્ચવા માટે આખા હિંદની કાઉન્સીલ સ્થાપવાની ભલામણ કરે છે.

આઠમો ભાગ–હિંદનાં નાણાં ખાતાંને લગતો છે. અને તેમાં આડકતરા કરોથી ફેડરલ ધારાસભાને આવક કરવાની–અને વસ્તીનાં પ્રમાણમાં પ્રાંતોને નાણાં વહેંચી આપવાની મી. લેટનની યોજના છે.

નવમા ભાગમાં તે સર્વિસોનું ભવિષ્ય ચર્ચે છે અને તે હિંદી સિવિલ સર્વિસ અને હિંદી પોલિટિકલ સર્વિસ ચાલુ હાલનાં ધોરણે રાખવાની ભલામણ કરે છે.

દશમો ભાગ—હાઈકોર્ટ પર વડી સરકારનો કાબુ રાખવાનો છે. ૧૧મો ભાગ—વિલાયતની અને હિંદી સરકાર વચ્ચેનો સંબંધ નક્કી કરે છે અને ઈંડીયા કાઉન્સીલમાં ફેરફાર સૂચવે છે.

બારમા ભાગમાં—કમીશન દેશની સ્થિતિનું અવલોકન કરીને પોતાના નિર્ણયો જણાવે છે.

## બીન–જવાબદાર રાજતંત્ર

કમીશનની યોજના બિનજવાબદાર વડી સરકાર રાખવાની છે તેમાં ધારાસભાને જવાબદારી નથી. એ ગોઠવણ કામચલાઉ છે. પણ છેવટે ફેડરેશનનો આદર્શ રાખેલો છે. હાલ તો પ્રાંતિક સ્વરાજ્યનો અખતરો કરવાનો છે.

કેટલાકો એમ ધારે કે શાણી રાજનીતિનાં ધોરણ કરતાં અમે પ્રાંતોને વધુ સત્તા આપીએ છીએ પણ ચાંપતી તપાસ પછી એને પસંદગી મળશે એમ ધારીને અમે એ યોજના રજુ કરી છે. પ્રાંતો માટે બીજી સભા (રાજસભા)નો વિચાર અમે નાપસંદ કીધો છે.

## પોતીકી મેળે ખીલવણી ?

નવું રાજતંત્ર પોતીકી મેળે ખીલે, તેવી અમારી ઇચ્છા છે. મી૦ મોન્ટેગુના સુધારામાં ૧૦ વરસે તપાસવાની મુદ્દત ઠરાવી હતી, તેનું એ પરિણામ આવ્યું કે, અમુક કોમો આટલા વરસ પછી પોતાને રાજતંત્રમાં કેવો હિસ્સો મળશે, તેના ખ્યાલો અને આહેશોમાંજ મશગુલ થયેલી માલુમ પડી. બંધારણની એવી યાંત્રિક હાલત અમને પસંદ નથી એથી પ્રાંતોનાં સુધારાની પોતીકી મેળે ખીલવણી થાય એવી અમારી યોજના છે.

આગળ ઉપર હિંદી સરકારની કેવી રીતે ખીલવણી થશે, તેનો ખ્યાલ હમણાં બંધાય નહિ. આથી એને લગતું ફેડરલ બંધારણ હમણાંથી રચી શકાય નહિ.

## " ફેડરલ " હિંદુસ્તાન

૧૯૧૭માં મી૦ મોન્ટેગુએ જે આદર્શ જાહેર કીધો હતો, તે માત્ર બ્રિટિશ હિંદ માટે નહિ પણ સમસ્ત હિંદ (દેશી રાજ્યો સુધાં)ને માટે છે. બ્રિટિશ હિંદ સ્વરાજ્ય તરફ આગળ વધે અને દેશી રાજ્યો પછાત રહે, તે કેમ બની શકે ?

## દેશી રાજ્યોની આર્થિક ગુલામી !

વડી સરકારની બ્રિટિશ હિંદને સંપૂર્ણ સત્તા મળે અને હિંદની એક પ્રજાને, બાકીના ભાગની આર્થિક ગુલામીમાં રહેવું પડે એવી સ્થિતિ ચલાવી લઇ શકાય નહિ. વડી સરકારમાં પ્રજાકીય કાબુનું એ પરિણામ આવે.

બ્રિટિશ હિંદ સાથે દેશી રાજ્યોની ભૌગોલિક, રાજદ્વારી અને આર્થિક એકતા છે, એ બિના ખાસ ધ્યાનમાં લેવાની છે.

તેમ જુદાં જુદાં હિતોની સમાધાની ન થાય તો હિંદના જુદા જુદા ભાગોમાં જગતોની નહિ ઇચ્છવા જોગ વાડો ઉભી થાય તે વાત ભુલી જવાની નથી.

એ કારણસર આખાં હિંદુસ્તાનની જગાતને લગતી એકતા ઘણીજ ઇચ્છવા જોગ છે. તેવીજ દેશનું રક્ષણ અને સામાજીક સુધારા પણ સામાન્ય હિતની બાબતો છે.

## આપખુદીમાંથી જવાબદાર રાષ્ટ્ર

હિંદુસ્તાન ઝડપથી આપખુદ તંત્ર મટીને પ્રજાકીય તંત્રમાં ફેરવાતું જાય છે.

હિંદના ૪ાા કરોડ શહેરનાં લોકો અને ૫ લાખ ગામડાઓમાં વસતાં ૨૫ કરોડ માણસોને અનુકુળ આવે એવું બંધારણ રચવું એ અશક્ય છે.

બ્રિટનની જેમ હિંદમાં પણ મતદારો અને ચુંટાનાર વચ્ચેની એકતા ઉપર રાષ્ટ્રીય તંત્રનો આધાર છે.

બરમાને હિંદ સાથે કંઈ પણ સામ્ય નથી—આથી તેને હિંદથી છુટું પાડવુંજ જોઇએ.

## પ્રાંતિક સ્વતંત્રતા

લઘુમતી કોમના રક્ષણ અને "કાયદા અને બંદોબસ્ત"ની જાળવણી માટે ગવર્નરને ખાસ સત્તા સાથે અમો પ્રાંતોમાં જવાબદાર તંત્ર આપવા ખુશી છીએ. પણ હિંદની વડી સરકારમાં વડી ધારાસભાને જવાબદાર સત્તા આપવી એ ડહાપણભર્યું નથી, એવો અમારો મત છે.

પ્રાંતો અને દેશી રાજ્યોનું ફેડરલ તંત્ર સ્થપાય—તેમાં દેશી રાજ્યોનું આપખુદ તંત્ર રહે છે. આથી એ પ્રાંતોને અંદરની સ્વતંત્રતા બને તેટલી વધુ આપવી જોઇએ.

આ ધોરણ પર વડી સરકાર બધા તંત્રોની વતી ચોક્કસ કામો બજાવવા માટે એ પ્રાંતોની સંયુક્ત "(ફેડરલ)" સરકાર બને છે.

## "કાયદા અને બંદોબસ્ત"ની કાળજી

હિંદુસ્તાન જ્યાં સુધી સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન બને નહિ ત્યાં સુધી "કાયદો અને વ્યવસ્થા" જાળવવાની જરૂર પર કમિશન ખાસ ભાર મુકે છે. કમિશન કહે છે કે, અમો એમ પણ કબુલ કરીએ કે, " સારૂં રાજ્ય એ સ્વરાજ્યને બદલે ચાલી શકે નહિં "–છતાં દેશને અંધાધુંધીમાં ઘસડાતો પણ અમો જોઇ શકીએ નહિં. આથી " કાયદો અને બંદોબસ્ત " બરાબર જાળવવાનું કામ, વઠી તેમજ પ્રાંતિક સરકારોએ પોતાનાજ હાથમાં રાખવું જોઇએ.

બીજું આ સનદ શી રીતે સ્થાપવું જોઇએ કે ઘટતી નોટીસ પછી ઠપકાની દરખાસ્ત લાવવામાં આવે અને તે પસાર થાય તો તે આખા પ્રધાનમંડળ સામે થઇ શકે. પ્રધાનો અત્યારે ધારાસભાના એક અથવા બીજા પક્ષ પર પોતાની સલામતી લેખે છે તેને બદલે તેમને પોતાની રાજનીતિ અમુક વખત સુધીમાં ઘડવાની ખાત્રી મળવી જોઇએ કે જેથી તેના પરિણામો જાણી શકાય. ત્રીજું, તેથી કોમી અંટસ ઘટવાનું થશે.

### ગવર્નરોની સત્તા

કમિશ્નરો આ વાત ઉપર ભાર મૂકે છે કે ધારાસભાનો અંકુશ આખા પ્રાંતિક ક્ષેત્ર પર રહેશે, " તે ખરી અને સ્પષ્ટ જોખમદારી બનશે. પ્રધાનમંડળમાં ન ચુંટાયલા પ્રધાનો અનુભવી અમલદારો રહેશે પણ પ્રસંગે ધારાસભાનો સભ્ય ન હોય તેવા બીન–સરકારી હિંદી કે બ્રિટિશને તેમાં શામેલ કરવાનું ઉપયોગી થઇ પડશે. તેવા બિનચુંટાયલાં પ્રધાનના દફતરના

સંબંધમાં તેની ઉપરવટ થઇ શકશે નહિ પણ આ બાબત ગંભીર હશે ત્યાં તેનો ફડચો આખું પ્રધાનમંડળ કરશે.

ગવર્નરની ઉપરવટ કરવાની સત્તાના સંબંધમાં કોઈપણ પ્રાંતિક સરકારે કે કમિટિએ સૂચવ્યું નથી કે પ્રધાનમંડળની સલાહને આધીન તે બંધાયલા હોવા જોઇએ. સેન્ટ્રલ કમિટિએ પણ તેવો મત આપ્યો નથી, "અમારૂં માનવું છે કે હાલના સંજોગોમાં તેવો ફરફાર દાખલ કરવાનું કરવું તે આફતકારક થઈ પડશે. અમો ધારીએ છીએ કે વહીવટી બાજુએ ગવર્નરને કાયદેસરની એવી સત્તા આપવી જોઇએ કે તે ગવર્નર જનરલની દેખરેખ અને અંકુશને આધીન પ્રધાનમંડળની સલાહ (૧) જ્યાં પ્રાંતની સુલેહ અને સલામતીનો અને (૨) જ્યાં પ્રજાના એક કે બીજા વર્ગને ગેરઇન્સાફ થતો હોય ત્યાં ન પણ સ્વીકારે. ઉપરાંત ચોક્કસ કાયદાના સંબંધમાં આર્થિક અંકુશો અને સત્તા ગવર્નર હસ્તક રહેવા જોઇએ. ગવર્નરે પ્રધાન મંડળની સલાહ ન સ્વીકારવાના બીજા પણ હેતુઓ છેઃ— (૧) ધારાસભાના મતને આધીન નહિં તેવા ખરચની જવાબદારી ઉઠાવવાનું ઘટતી રીતે બની શકે. (૨) હિંદી સરકારે હિંદી પ્રધાને ફરમાવ્યું હોય ત્યાં તે હુકમ પળાવવાનું બની શકે. (૩) નોકરીને લગતા સવાલો અને પછાત પ્રદેશની જવાબદારીની અંગત ફરજો બજાવવાનું બની શકે.

## પ્રધાન મંડળે પોતાનું કામકાજ કેમ ચલાવવું ?

રિપોર્ટમાં આ પછી પ્રધાનમંડળની બેઠકો વેળાએ કેમ કામકાજ ચલાવવું તેનું વર્ણન આપવામાં આવ્યું છે. કમિશનેર

જણાવે છે કે અગત્યની સભાઓ સિવાય ગવર્નરની હાજરી વિના પ્રધાનમંડળે સાધારણ રીતે પોતાનું કામ પાર ઉતારતા રહેવું. તે બાબત ગવર્નરની મુનસફી પર છોડવી. પ્રધાન મંડળના સેક્રેટરીની જગ્ગા સનદી નોકર માટે કાયમ કરવી. તે દફતરો સંભાળે; એટલુંજ નહિ પણ ગવર્નરને સીધો મળી શકે કે જેથી પ્રધાનમંડળની બેઠકમાં ગવર્નરની હાજરી હોય યા નહિં છતાં તે ત્યાં ચાલતા કામકાજથી પૂર્ણપણે વાકેફ થતો રહે. પ્રધાનમંડળ અગત્યની રાજનીતિના પ્રશ્નો સંબંધી અત્યારે બહુમતીએ નિર્ણયો કરે છે તેને રિપોર્ટ વખોડી કહાડે છે અને ભલામણ કરે છે કે હિંદી સરકારના નવા કાયદામાં ૫૦માં સેકશનની પેટા-કલમ ૧ જેવી કોઇ કલમ ન રહેવી જોઇએ. પ્રધાનમંડળે સરકારે કરવા ધારેલા ખર્ચને ધારાસભાની બહાલી મેળવવાનું કરવું જોઇએ. પ્રાંતિક સ્વરાજ્ય ત્યારે જ હોઇ શકે કે જ્યારે ગવર્નરને વચ્ચે આવવું ન પડે. આ આખી યોજનાને સફળ કરવાની અમારી ચિંતા એ છે કે કેટલાક વખત સુધી ગવર્નરના હોદ્દા પર એવા શખ્સો નીમવા જોઇએ કે જેઓ હીંમત અને દિલસોજીથી વસ્તુ તોળી શકે.

## પ્રધાનમંડળ અને લઘુમતી કોમો

પ્રધાનમંડળમાં લઘુમતી કોમને સ્થાન રહેવું ન જોઇએ એવો સખત નિયમ અશક્ય હોવાથી કમિશ્નરો તે સૂચના સ્વીકારવાની સાફ ના પાડે છે. લઘુમતીઓની સલામતી બીજા ઉપાયો વડે યોજાવી જોઇએ. કેટલાક પ્રાંતોમાં મુખ્ય લઘુમતી કોમોમાંથી પ્રધાનો લીધા સિવાય પ્રધાનમંડળ સ્થિર રહે તેમ

નથી. અમોએ સુચવ્યું છે કે સાધારણ રીતે એક વડો પ્રધાન રહે જેની બીજા પ્રધાનો નીમવા પહેલાં ગવર્નર સલાહ લે. પણ બંધારણમાં તે માટે કોઇ ચોક્કસ બંધન ન જોઇએ કેમકે ક્યાંક મુખ્ય લઘુમતી કોમના પ્રધાનોનો પ્રધાનમંડળમાં સમાવેશ કરવાથી તો માત્ર સરળપણે ચાલવાનો વિશેષ સંભવ રહે છે. આ ખરૂં છે કે પ્રધાનમંડળ બદલાય ત્યાં સરકારી પ્રધાનના સંબંધમાં મુશ્કેલીઓ ઉભી થાય. સામાન્ય રીતે બોલતાં નવું પ્રધાનમંડળ રચાતાં સુધી તે ઓધ્ધા પર ચાલુ રહે તે સામે વાંધો ન હોઇ શકે. પણ એવા સંજોગો ઉપસ્થિત થવાનો સંભવ રહે છે કે જ્યાં તે ઇચ્છવા જોગ ન હોય.

## કાયદો અને વ્યવસ્થાનો સવાલ

પોલીસ અનામત વિષય રહે કે કેમ એ ચર્ચાસ્પદ વિષય હોવાથી તેની તરફેણ અને વિરૂધ્ધની દલીલો તેઓ તપાસે છે. તેઓ જણાવે છે કે અત્યારે સુલેહ જાળવવામાં તે નોકરીની પ્રતિષ્ઠા અગત્યની છે. પણ જો પોલિસ અનામત વિષય રહે તો તેનો અર્થ દ્વિવિધ સત્તા ચાલુ રહેવાનું થાય છે. "કાયદો અને વ્યવસ્થા" હિંદી સરકાર હસ્તક મૂકવાની સૂચના અવ્યવહારૂ છે. દરેક પ્રાંતમાં પોલીસનો વહીવટ અસરકારક હોવો જોઇએ. પોલિસને બદલે જોઇએ તો અત્યારના બીજા અનામત વિષયો પરાયત બને એવી ભલામણ કરવા ઘણા તૈયાર રહેશે. જો બધા જોખમો ન લેવા એજ હેતુ હોય તો જમીન મહેસુલ કે નહેર ખાતું વડી સરકાર હસ્તક મૂકવામાં ગંભીર જોખમો સમાયલાં

છે. પણ પોલિસને ટ્રાન્સફર કર્યા વિના બીજા વિષયો ટ્રાન્સફર કરવામાં બાબત વધુ બગડશે. સંપુર્ણ સ્વરાજ્ય ઇચ્છનારાઓ કાઉન્સીલમાં પોતાના સર્વ હુમલા કાયદા અને વ્યવસ્થાના વહીવટ સામે કરવા લાગશે. આપણે જાણવું જોઇએ કે આ ફેરફાર વિના પ્રાંતિક સ્વરાજ્ય સિધ્ધ થાય તેમ નથી. એક હિંદી પ્રધાને અમને કહ્યું કે જો અમે આ દફતર સંભાળી ન શકીએ તો અમે કોઇ પણ દફતર સાચવવાને લાયક નથી. આ વલણ તદન કુદરતી છે. કાયદો અને વ્યવસ્થા દરેક શહેરી માટે અગત્યનું છે.

## પ્રધાનમંડળમાં પ્રધાનોની સંખ્યાનો પ્રશ્ન

કમિશ્નરો જણાવે છે કે પ્રધાનોની સંખ્યા કાયદાદ્વારા નં ઠરાવવાનો અમારો મત છે છતાં લોર્ડ બર્નહામ અમારા મતથી છુટા પડતાં એવો મત ધરાવે છે કે દરેક પ્રધાનમંડળમાં એક બે બેઠકો અમલદારો માટે અનામત રાખવીજ, જો કે કયા દફતરો તેમના હસ્તક રહે એ કાયદાદ્વારા નક્કી ન રહે. ગમે તે સંજોગોમાં નામદાર શહેનશાહની સરકાર ચાલુ રહેવી જોઇએ અને તેથી ગવર્નર હસ્તક એવી સત્તા રહેવી જોઇએ, કે જે વડે તેને મદદ કરવા તે કોઇને પણ નીમી શકે. એવું ઠરાવવું જોઇએ કે જ્યાં પ્રધાનમંડળ વિનાનો વિકટ મામલો ઉભો થાય ત્યાં પાર્લામેન્ટને તુરત ખબર આપવી જોઇએ અને આ ખાસ સત્તાઓ ગવર્નર હસ્તક પાર્લામેન્ટની બહાલી વિના બાર માસથી વધુ રહેવી ન જોઇએ. એવી કલમ દાખલ કરવી તે સ્વરાજ્યનો ઇન્કાર કરવા સમું નથી. જો સ્વરાજ્યને અવગણવામાં આવે તો તે છેવટનો ઉપાય છે.

## પ્રાંતિક ધારાસભાઓનું બંધારણ

રિપોર્ટ આ પછી પ્રાંતિક ધારાસભાઓનું બંધારણ ચર્ચે છે. ધારાસભાઓનું જીવન કાયદાદ્વારા પાંચ વરસનું રહે તેને તે વધુ ઠીક ગણે છે. કાઉન્સીલોના કદના સંબંધમાં કમિશ્નરો આશા રાખે છે કે પ્રાંતોની પુનર્રચનાને પરિણામે ગવર્નરોના પ્રાંતોનું કદ ઘટશે. પણ અત્યારે પ્રાંતો છે તેની દ્રષ્ટિએ મુખ્ય પ્રાંતોની ધારાસભાઓના સભ્યોની સંખ્યા ૨૦૦ થી ૨૫૦ ની રહે તે પુરતું લેખાશે.

## મુસ્લીમ પ્રતિનિધિત્વ

અલાહેદા પ્રતિનિધિત્વના સવાલના સંબંધમાં મોન્ટફર્ડ રિપોર્ટ જણાવે છે કે, મુસ્લીમ કોમ કોમી પ્રતિનિધિત્વ ત્યજી દેવા તૈયાર નથી. તે કોમની સંમતિ વિના તેવું પ્રતિનિધિત્વ ખેંચી લેવાને તે આપેલા કોલ ફેરવી તોલવા સમાન લેખે છે. બંગાળ અને પંજાબમાં ધાર્મિક મતની સમજુતી અને ડહાપણભરી વહેંચણી નહેરૂ રિપોર્ટમાં જણાવેલી છતાં મુસલમાનોના વાંધાએ તે રિપોર્ટ વિષેનો મતભેદ વધાર્યો છે. મોન્ટફર્ડ રિપોર્ટ લખનૌના કરારના આધારે ઘડાયો હતો પણ હવે તે કરાર માટે સ્થાન રહ્યું નથી. છતાં આ સવાલ એવો છે કે જેનો આપસ આપસમાં ફડચો થવો જોઇએ. આથી નવી સમજુતીની ગેરહાજરીમાં કોમી પ્રતિનિધિત્વ ચાલુ રહેવું જોઇએ. તેમના માટે વધુ બેઠકો રાખવી એ સંતોષકારક તોડ નથી. એક સૂચના એવી થઈ છે કે લઘુમતી મતદાર મંડળે પહેલે બહાલ રખાતા ઉમેદ-

વારોની ટીપ પસંદ કરવી અને તેમાંથી સંયુકત મતદાર મંડળના મતથી લઘુમતી માટેની અનામત બેઠકો પુરવી. મેજર એટલી આ યોજના વ્યવહારૂ ગણે છે. પણ બીજા કમિશ્નરો તે સાથે મળતા થતા નથી.

## શીખ પ્રતિનિધિત્વ

શીખ પ્રતિનિધિત્વના સંબંધમાં જણાવવામાં આવે છે કે પંજાબમાં તેમના માટે ૩૦ ટકા જેટલી બેઠકો રાખતાં ત્યાંની અન્ય કોમોને ગેરઇન્સાફ થશે પણ જો શીખો હાલના ધોરણે બેઠકો અનામત રાખવાના બદલામાં અલાહેદુ મતદાર મંડળ સ્વીકારવા તઇયાર રહે તો તેઓ વધુ બેઠકો ખાટી જવાનો સંભવ રહે છે.

## અબ્રાહ્મણ પ્રતિનિધિત્વ

મદ્રાસના અબ્રાહ્મણોના સંબંધમાં તેમના માટે અનામત બેઠકો રાખવાની જરૂર નથી પણ મુંબઇની ધારાસભામાં મરાઠાઓ માટેની અનામત બેઠકો કહાડી નાંખવાનો સમય આવી લાગ્યો નથી.

## અંત્યજ વર્ગ

અંત્યજ વર્ગના સંબંધમાં અલાહેદુ મતદાર મંડળ સ્થાપવાની દલીલ કમીશન સ્વીકારતું નથી. પણ સઘળા પ્રાંતોમાં તેમના માટે બેઠકો બિનમુસ્લીમ મતદાર મંડળ માટેની બેઠકોમાં અનામત રાખવાની અમો ભલામણ કરીએ છીએ.

પ્રાંતના મતદારોની કુલ્લે વસ્તીના પ્રમાણમાં જેટલી અત્યંજ,

વસ્તી હોય તેના પોણાના પ્રમાણમાં બેઠકો અનામત રહેવી જોઇએ. અંત્યજ વર્ગના તેજ ઉમેદવારો ચુંટણી માટે લાયક ગણાશે કે જેમની લાયકાતનું પ્રમાણપત્ર ગવર્નર આપશે. જરૂર પડતા આ અનામત બેઠકોમાંની અડધી બેઠકો માટેના પ્રતિનિધિઓને દસ વરસ સુધી નીમવાની સત્તા ગવર્નરને રહેશે. આ યોજના ઓછી લાયકાતવાળાઓ ઉચ્ચ વર્ણને આધીન બની જઈ કામ ન કરે તે માટે છે.

## યુરોપીયનો અને દેશી અંગ્રેજો

યુરોપીઅનો માટે કમીશન અલાહેદા પ્રતિનિધિત્વની ભલામણ કરે છે.

એંગ્લો ઇન્ડીઅનોના સંબંધમાં રિપોર્ટ તેમની નીમણુંકો કરતાં તેઓ ચુંટાય તે વધુ પસંદ કરે છે. મુંબઇ અને મદ્રાસની ધારાસભામાં તેમના માટે બે બેઠકો રાખવાની ભલામણ કરવામાં આવે છે. મધ્ય પ્રાતમાં તેમના માટે તથા યુરોપીઅનો માટે દરેક માટે એક બેઠક રાખવી બીજા પ્રાંતોમાં હાલ છે તેમ રાખવું.

દેશી ખ્રિસ્તીઓના સંબંધમાં તેમના માટે બેઠકો અનામત રાખવી.

## મુસ્લીમ બેઠકો

મુસ્લીમ બેઠકોના સંબંધમાં કમિશ્નરો જણાવે છે કે ૬ પ્રાંતોમાં મુસ્લીમો અત્યારે બેઠકોની જે મોટી સંખ્યા ધરાવે છે અને તે ઉપરાંત હિંદુ અને મુસ્લીમની વિરૂધ્ધતા છતાં પંજાબ અને બંગાળામાં તેઓ જે ચોક્કસ બહુમતિ ધરાવે છે તે તેઓ

ધરાવતા રહે તે વ્યાજબી નથી. બીજા હાથપર બંગાલમાં જુદા મતદાર મંડળો જો અલાહેદું પ્રતિનિધિત્વ ત્યજી દે તો છ પ્રાંતો કે જ્યાં તેમની લઘુમતી છે ત્યાં તેમનું બળ ઘટાડવાની અમો ભલામણ ન કરીએ તેવીજ રીતે પંજાબમાં તેઓ જો સંયુકત મતદાર મંડળદ્વારા ચુંટવાનુ કરે તો બીજા પ્રાંતોમાં તેમના માટેની ગોઠવણો અમો ચાલુ રાખવાનું કરીએ. આ અમે અલાહેદા મતદાર મંડળોની સંખ્યા ઘટે તે માટે સૂચવીએ છીએ.

## સરકારી બ્લોક

રિપોર્ટ વધુમાં સરકારી અમલદારોનો બ્લોક કહાડી નાખવાની તરફેણમાં છે પણ ભલામણ કરે છે કે જરૂર પડે ત્યાં અમલદારો કે અનુભવીઓ નીમવાનું કાયદાદ્વારા ઠરાવવું. યુનિવર્સિટી તેમજ વેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓનું પ્રમાણ હાલ છે તેજ રાખવાની અમો આનાકાની સાથે ભલામણ કરીએ છીએ.

આસામમાં યુરોપીઅનો માટેની બેઠકો વધારવી.

## મજુર પ્રતિનિધિત્વ

મજુર પ્રતિનિધિત્વના સંબંધમાં વ્હીટલી કમીશન તે પર વધુ પ્રકાશ નાંખશે. ગવર્નર મજુર પ્રતિનિધિઓ નીમશે અને જો સાચા પ્રતિનિધિઓ મળે તો હાલ છે તેથી વધુ સંખ્યા નીમવા કમીશન ભલામણ કરે છે. મેજર એટલી વેપારીઓ કે મજુર વર્ગ કોઇ માટે બેઠકો રાખવાની વિરૂદ્ધ છે. યુરોપીઅનો વગેરે માટે ખાસ બેઠકો રાખવાને બદલે બેઠકો વધારવાના તેઓ તરફેણ કરે છે.

## જમીનદારો

જમીનદારોએ ૪ ગણી બેઠકો હાથ કરી છે તેમને અપાતું ખાસ રક્ષણ તેટલા માટે ખેંચી લેવાવું જોઇએ પણ બેઠકોના પ્રમાણમાં તેઓ ન ચુંટાતાં બેઠકોની સંખ્યા વધારવી જોઇએ.

## સ્ત્રી મતાધિકાર

સ્ત્રી મતાધિકારના સંબંધમાં ચુંટાયલી સ્ત્રીઓની સંખ્યામાં વધારો કરવાની ગવર્નર હસ્તક સત્તા મૂકાવી જોઇએ. ધારાસભા મુખ્યત્વે ચુંટાયલી સંસ્થા બનવી જોઇએ અને તેથી વધતામાં વધતી ૧૦ ટકા જેટલી નીમણુંક કરવાની સત્તા ગવર્નર હસ્તક રહેવી જોઇએ.

## ધારાસભાની સત્તા

રિપોર્ટ બંધારણ વિષયક સુધારા માટેની કાઉન્સીલથી સત્તાપર ચર્ચા કરતાં જણાવે છે કે, દસ વરસના ગાળા પછી પ્રાંતિક ધારાસાભાઓ નીચેની બાબતમાં બંધારણ વિષયક ઠરાવ કરી શકશે (૧) ચુંટણી મંડળની સંખ્યા અને તેની હદની વહેંચણી અને સભ્યોની સંખ્યા (૨) ચુંટણીની પધ્ધતિ અથવા મતાધિકારમાં ફેરફાર (૩) ચોકસ કોમોના પ્રતિનિધિત્વની રીતિમાં ફેરફાર.

જો કોઇપણ ઠરાવ હાલના કોમી મતાધિકાર સંબંધના કોઇ પણ કોમના હકકની વિરૂદ્ધ હશે તો તેને ધારાસભાના ૨/૩ ભાગના અને તે કોમના ૨/૩ ભાગના મત સિવાય અમલમાં આવશે નહિ. આ શરત પુરી થઇ છે કે કેમ તે ગવર્નર રજુ

કરશે. ઉપર મુજબના મતોના ટેકાથી એક બંધારણને લગતો ઠરાવ પસાર થયો તો તે ગવર્નર પર મોકલવામાં આવશે. જો ગવર્નર આવા ઠરાવને સર્ટીફાઇ કરવા તૈયાર હોય કે તેના મત મુજબ સદરહુ ઠરાવ ખાસ કોમ કે સામાન્ય પ્રજામતને અસર કરતા થશે તો તેની સરકાર સૂચવેલા ફેરફારવાળા ચુંટણીના નવા કાનુનોની યોજના ઘડી ગવર્નર જનરલ ઉપર મોકલશે.

ધારાને લગતી સત્તા સંબંધમાં એવી ભલામણ કરવામાં આવી છે કે પ્રાંતિક બીલો પર ગવર્નર જનરલની સંમતિ લેવરાવવી ચાલુ રાખવી અને બીલોને મંજુરીને લગતી ગવર્નરની સત્તા પણ હાલ તુરત ચાલુ રાખવી. નાણાં સંબંધી "નોન વોટેડ" અને "વોટેડ" ને લગતા મથાળાં ચાલુ રાખવા. કમિશ્નરો દાવો કરે છે કે, અસાધારણ પ્રસંગોને લગતી કલમો સિવાય તેમણે પ્રાંતિક બંધારણની એક યોગ્ય યોજના આગળ ધરી છે.

## મતાધિકાર

અહેવાલ તે પછી મતાધિકાર વિષે લંબાણ ચર્ચા કરે છે. હાલના મતાધિકારને જવાબદાર સરકારની પુરતી યોજના ઘડવા માટે ઘણો સંકુચિત ધારવામાં આવ્યો છે. કમિશ્નરો હિંદમાં આ સંબંધમાં ધરાવાતા વિચારોની ચર્ચા કરે છે. જેઓ મતાધિકાર વિશાળ કરવાની માંગણી કરે છે તેઓ કમિશ્નરોના મત મુજબ પ્રગતિની સાચી જરૂરથી નહિ પણ લઘુમતી કોમના વિચારથી દોરવાયા છે અને જેઓ મતાધિકાર વિશાળ કરવાની બાબતોનો વિરોધ કરે છે તેમાંના ઘણા ખાસ વર્ગના છે. નહેરૂ

અહેવાલમાં જણાવવામાં આવ્યા પ્રમાણે સામાન્ય મતાધિકાર એ છેવટનું ધ્યેય ભલે રહે પણ હાલ તેનો તાત્કાળિક સ્વીકાર અવ્યવહારૂ છે. અહેવાલ કહે છે કે અમારી દરખાસ્ત એવી છે કે એક નિષ્પક્ષપાત અને અનુભવી ચેરમેનના પ્રમુખપણા હેઠળ એક નવા મતાધિકારની કમિટિ કુલ વસ્તીના ૧૦ ટકા વર્ગને મતાધિકાર મળે એવી યોજના ઘડવા નીમવી. આનાથી હાલના મતદારોની સંખ્યા ત્રેવડી થશે. આ કમિટિએ ગ્રામ્ય અને કસ્બાના વિસ્તારના દાવાને ન્યાય આપવો જોઇએ.

## ૧૫ વરસે બીજા દસ ટકા મતાધિકાર!

રિપોર્ટ આગળ જણાવે છે કે, પાર્લામેન્ટનો નવો કાયદો પ્રાંતિક ધારાસભાઓને સ્વરાજ્યની સત્તા આપે તો તેજ સમયે આ ધારાસભાઓ હાલ કરતાં લોકોના વિશાળ ટેકાને પાત્ર થાય એવી સગવડ પણ રાખવી જોઇએ. આથી અમે એવી સૂચના કરીએ છીએ કે ૧૫ વરસ પછી એક બીજી મતાધિકાર કમિટિ પ્રગતિની સમાલોચના કરવા નીમવી અને જો તે સમયે વસ્તીના ૨૦ ટકા ભાગને મતાધિકાર મળ્યો ન હોય તો આ બીજી મતાધિકાર કમિટિની ફરજ એના અમલને લગતી યોજના ઘડવાની રહેવી જોઇએ.

## પ્રાંતોમાં સેકંડ ચેમ્બર

પ્રાંતોમાં બીજી ચેમ્બર રાખવાના સવાલપર અહેવાલમાં કોઇના નામ જણાવ્યા સિવાય જેઓ એવી ચેમ્બરની તરફેણમાં છે અને જેઓ એકજ ચેમ્બર રાખવાના હિમાયતી છે તેમના વિચારો આપવામાં આવ્યા છે. તેથી આ સંબંધમાં કશી

ભલામણ કરવામાં આવી નથી. પણ આ બાબતમાં ગમે તેવો વિચાર લેવાય. પણ કમીશન ભલામણ કરે છે કે અહેવાલ અને ત્રીજીવારનાં વાંચનના તબકા વચ્ચે ધારાને લગતી દરખાસ્તો એક એક્ષપર્ટ રીવાઇઝીંગ કમિટિને સોંપવી. આ કમિટિને સિદ્ધાંતને લગતી બાબતોની સત્તા ન રહે, પણ એનું કામ સૂચવેલા ધારાની ખરી અસર અને વહિવટી તુલના જણાવવાની રહે.

## વાયવ્ય સરહદનો પ્રાંત

વાયવ્ય સરહદ પ્રાંત સંબંધમાં અહેવાલ ચીફ કમિશ્નરની હાલની સ્થિતિ ટકાવીને એ અહેવાલને ટેકો આપે છે. સરહદની પ્રજાના દાવા સંબંધી કમિશ્નરો જણાવે છે કે, મામલાની ખરી સ્થિતિ ફેરવવાનું શકય નથી. સળગી ઉઠે તેવા પદાર્થો વચ્ચે એક માણસ રહેતો હોય તો સીગારેટ પીવાના તેના હક્ક ઉપર કાપ પડવો જોઇએ.

કમીશન એવી ભલામણ કરે છે કે, ૪૦ જગ્યાની બનેલી એક ધારાસભા સ્થાપવી. એને પ્રમુખસ્થાને ચીફ કમિશ્નર બેસે અને તે અડધી ચુંટાયલી અને અડધી નીમાયલી રહે. ચુંટાયેલા સભ્યો મ્યુનિસિપલ અને જીલ્લા બોર્ડ તરફથી ચુંટાય. નિમાયેલા સભાસદોમાં હિંદુ અને શીખ કોમને પ્રતિનિધિત્વ મળે. કાયદા, વ્યવસ્થા અને જમીન મહેસુલની બાબત આ ધારાસભાની સત્તાની બહાર રહે. ફેડરલ એસેમ્બલીમાં ત્રણ મુસ્લીમ અને એક હિંદુ પ્રતિનિધિઓ રહે.

## ફેડરલ એસેમ્બલી

હિંદી ધારાસભાઓ સંબંધમાં કમિશ્નરો ભલામણ કરે છે કે.

હાલની વડી ધારાસભાને બદલે એક ફેડરલ એસેમ્બ્લી નામની નવી સંસ્થા સ્થાપવી. જેના સભાસદો મતદારો સીધા ચુંટે નહિ, પણ વસ્તીના પ્રમાણમાં પ્રાંતિક પ્રતિનિધિત્વના ધોરણ પર ચુંટાય. પ્રાંતિક ધારાસભા આ ફેડરલ પ્રતિનિધિઓના પ્રતિનિધિત્વના ટેકા પર ચુંટણી કરે. એક સ્ત્રી યા પુરૂષ, જે પ્રાંતિક મતદાર હોય તે ફેડરલ એસેમ્બ્લીના સભાસદ તરીકે ઉમેદવારી કરી શકે. જો ચુંટાયેલો ઉમેદવાર પ્રાંતિક ધારાસભાનો સભાસદ હોય તો જો તે બમણી ફરજ બજાવવા તૈયાર હોય તો બંને ધારાસભાઓનો સભાસદ રહી શકશે. ફેડરલ સભાસદોનાં એલાવન્સો પ્રાંતિક ફંડ-માંથી આપવાં અને તે 'નોટ વોટેબલ' રાખવાં. ફેડરલ એસેમ્બ્લીની મુદત પાંચ વરસની રહેશે. આડકતરી ચુંટણીની પોતાની દર-ખાસ્તને વ્યાજબી કરાવતાં કમિશ્નરો જણાવે છે કે, જોઇંટ રિપોર્ટના ઘડનારા અને મતાધિકાર કમિટિના સભાસદો બંનેએ વડી ધારાસભામાં આડકતરી ચુંટણી રાખવાની અરજ કરી હતી, પણ ૧૯૧૯માં પાર્લામેંટરી જોઇન્ટ સીલેકટ કમિટિએ તે રદ કરી હતી. હિંદ સરકારના કેટલાક સભાસદોએ એનો વિરોધ કર્યો અને બીજાઓ તેને કામચલાઉ ગણતા હતા. ચુંટણીનો વિસ્તાર એટલો મોટો છે કે, સીધી ચુંટણી અશકય છે. આથી આડકતરી ચુંટણીની ભલામણ કરી છે. મતદાર વિશ્વાસ હોય તેવા માણસને મત આપે અને તે તેને પ્રાંતિક કાર્ય કરવા અને ફેડરલ પ્રતિનિધિની ચુંટણી કરવા નીમે, પણ આડકતરી ચુંટ-ણીની બાબત સગવડ પુરતી નથી. જો હિંદ ફેડરલ ધોરણ પર પ્રગતિ કરવી હોય તો પ્રાંતિક તેમ વડી ધારાસભાના પ્રતિનિધિઓ

લાયક હોવા જોઇએ. હાલ તો એવી જુબાની પડી છે કે, વડી ધારાસભાના સભાસદોના પગલા પર તેના મતદારોનો કશો અંકુશ નથી. ફેડરલ એસેમ્બ્લીની ચુંટણી પ્રતિનિધિત્વના પ્રમાણમાં રાખવાનો હેતુ વડી ધારાસભામાંના પ્રતિનિધિત્વથી હિંદને બકાત રાખવાનો છે. ફેડરલ એસેમ્બ્લીના સભાસદોની સંખ્યા ૨૫૦ થી ૨૮૦ સભાસદો વચ્ચેની રાખવી એટલે કે એક સભાસદ દસ લાખ રહેવાસીઓનું પ્રતિનિધિત્વ ધરાવી શકશે. યોગ્ય સમયે દેશી રાજ્યો ફેડરલ એસેમ્બ્લીમાં આવશે ત્યારે સભાસદોની સંખ્યા ત્રણથી ચારસો વચ્ચેની થશે. ફેડરલ કાઉન્સીલમાં ગવર્નર જનરલની કારોબારી કાઉન્સીલના સભાસદો એક્ષઓફિસીઓ સભાસદ તરીકે રહેશે અને ગવર્નર જનરલને એક્ષપરટ સહાય માટે ૧૨ કરતાં વધુ નહિ તેટલા ખાતાના અમલદારોને નીમવાની સત્તા રહેશે. પ્રાંતિક પ્રતિનિધિઓ ઉપરાંત સરહદ પ્રાંત ચીફ કમિશનરે નીમેલા ત્રણ મુસ્લીમ અને એક હિંદુ પ્રતિનિધિઓ, બલુચીસ્તાનના ચીફ કમિસ્નરે નીમેલો એક અને અજમેર મેવાડના કમિશ્નરે નીમેલો એક પ્રતિનિધિ બેસશે. દિલ્હીના પ્રતિનિધિની ચુંટણી મ્યુનિસિપલ કાઉન્સીલ અને જીલ્લા બોર્ડ સંયુકત રીતે કરશે. પછાત વર્ગના પ્રતિનિધિ તરીકે ગવર્નર જનરલ ૧૧ સભાસદોની નીમણુંક કરશે. કમિશ્નરો ઇચ્છે છે કે, ફેડરલ એસેમ્બ્લીના પ્રતિનિધિઓની ચુંટણી કોમી લાઇન પર ન થાય, છતાં એમ થાય તો પણ તેની કુલ બેઠકો નીચેના પ્રમાણમાં વહેંચાઈ જશે.

| | |
|---|---|
| બીન મુસ્લીમ (પછાત વર્ગ વગર) | ૫૦ ટકા |
| પછાત વર્ગ | ૮ ટકા |

| | |
|---|---|
| શીખ | ૨ ટકા |
| મુસ્લીમો | ૨૮ ,, |

દેશી ખ્રિસ્તીઓ અને એંગ્લો ઇંડિયનો એક ટકાની આસપાસ અને યુરોપીયનો ૧૦ ટકા.

મરણ અને રાજીનામામાંથી ખાલી પડનાર જગ્યાઓ સંબંધમાં એવી ભલામણ કરવામાં આવી છે કે પ્રાંતનો ગવર્નર લાયક લાગે તે માણસને તે જગ્યા પર નીમશે.

## કાઉન્સીલ ઓફ સ્ટેટ

ફેડરલ એસેમ્બ્લીની સ્થાપના થાય તો કાઉન્સીલ ઓફ સ્ટેટની જરૂર છે કે કેમ ? તે વિષે ચર્ચા કરતાં કમિશ્નરો જણાવે છે કે તાત્કાળિક દૃષ્ટિએ એક બીજી કાઉન્સીલ રાખવાનાં પુરતાં કારણો નથી, છતાં કાઉન્સીલ ઓફ સ્ટેટને રદ કરવાની માગણી થઇ નથી. તેની ભૂતકાળની સ્થિર અસર ધ્યાનમાં રાખીને કમિશ્નરો ભલામણ કરે છે કે કાઉન્સીલ ઓફ સ્ટેટ, તેની હાલની સત્તા અને બંધારણ સાથે સાથે ચાલુ રાખવી પણ તેની ચુંટણી ફેડરલ કાઉન્સીલની પેઠે આડકતરી કરવી. કાઉન્સીલ ઓફ સ્ટેટની મુદત સાત વરસની રાખવી.

રંગભેદી ધારાઓ અને લઘુમતી કોમ માટેની સલામતી માટે કમિશ્નરો ભાર દઇને જણાવે છે કે તેને માટે એકજ વ્યવહારૂ માર્ગ એ છે કે ગવર્નર જનરલે અને ગવર્નરોની નિષ્પક્ષપાત સત્તા ચાલુ રાખવી.

## મેસ્ટન એવોર્ડ

કમિશ્નરો મેસ્ટન એવોર્ડને પ્રાંતોને ગેરઇન્સાફ કરનારો ગણે છે. અને જણાવે છે કે, વડી સરકારે એની જવાબદારીને પહોંચી વળવું અને પ્રાંતોએ પોતાની આવકનાં સાધન પુરતાં રાખવાં અને ફેડરલ એસેમ્બ્લી વડી સરકારની જરૂર પુરતાં કરો નાંખે; એટલુંજ નહિ પણ જરૂર પડયે ફેડરલ ફંડ ઉભું કરે અને વસ્તીના પ્રમાણમાં પ્રાંતિક સરકારોને આપે. વડી સરકારને માટે કરો નાખવાની સત્તા ગવર્નર જનરલની કાઉન્સીલના હાથમાં રાખવી અને ગવર્નર જનરલની વીટોની સત્તા ચાલુ રાખવી. વડી અને પ્રાંતિક સરકારને અસાધારણ પ્રસંગ પુરતા કરો નાખવાની સત્તા રહેશે. આ કરોની દરખાસ્ત પાસ કરવા ફેડરલ એસેમ્બ્લીની ખાસ બેઠક બોલાવવી. ફેડરલ એસેમ્બ્લી બહુમતીથી એ દરખાસ્ત પસાર કે રદ કરે અને ગવર્નર જનરલને તે દરખાસ્તનો રદ કર્યા પછી વીટો કરવાની સત્તા રહેશે નહિં.

## ગવર્નર જનરલની કાઉન્સીલ

રિપોર્ટમાં તે પછી ગવર્નર જનરલની કાઉન્સીલનાં બંધારણની ચર્ચા કરવામાં આવી છે. પહેલી ભલામણ એ કરવામા આવી છે કે વડી સરકારની કાઉન્સીલની એકતા જાળવવા માટે કોઇપણ રૂપમાં ડાયરકી બેવડી સત્તા રહેવી ન જોઇએ. બીજી ભલામણ એ છે કે ગવર્નર જનરલ કાઉન્સીલના પ્રમુખ રહે પણ એવો ફેરફાર સૂચવ્યો છે કે તેની કેબીનેટની ચુંટણી શહેનશાહની સંમતિથી ન થતાં ગવર્નર જનરલ કરે. કાઉન્સીલના

ત્રણ સભાસદો તાજની ૨૦ વરસની નોકરીવાળા હોવા જોઇએ, એવો કાનુન ધારાપોથી પર ન રાખવો, પણ ધારાના નીયમ તરીકે રાખવો જેથી પાર્લામેન્ટના કાયદામાં સુધારો કરવાની જરૂર પડે નહિ.

## સેનાપતિનું અલગ સ્થાન

કમિશને એવી ભલામણ કરી છે કે, હિંદી સેનાપતી હિંદ સરકારના અને ધારાસભાના સભાસદ તરીકે રહેવા ન જોઇએ, પણ બધી જરૂરી બાબતોમાં તેમની સલાહ લેવી જોઇએ. વડી ધારાસભામાં તેમને બદલે એક સીવીલીયન રહે. ફેડરલ એસેમ્બલીનો આગેવાન હિંદ સરકારનો ખાતા વગરનો સભાસદ રહે. ગવર્નર જનરલ સભાસદોમાં ખાતાની વહેંચણી કરે. કમિશ્નરો એવો મત જાહેર કરે છે કે જો ગવર્નર જનરલ પોતાની કાઉન્સીલમાં ફેડરલ એસેમ્બલીના સભાસદેમાંથી એક કે વધુ સભાસદોની નીમણુંક કરશે તો તે આશાજનક ચિન્હ થઇ પડશે. આવા સભાસદોએ કારોબારી કાઉન્સીલમાં નીમણુંક થતાં એસેમ્બલીની પોતાની બેઠકનું રાજીનામું આપવું.

## હિંદી ધારાસભાને જવાબદાર ન રહે !

કમિશ્નરો જણાવે છે કે, હિંદના આવતા રાજતંત્રમાં બ્રિટિશ પ્રધાન મંડળ જે રૂપમાં પાર્લામેન્ટને જવાબદાર છે, તે રૂપમાં હિંદ સરકાર વડી ધારાસભાને જવાબદાર રહેવી ન જોઇએ. પણ હિંદી ધારાસભાની લાગવગ, જે અત્યારે ઘણી જ છે તે ચાલુ અને વધતી રહેશે. કમિશ્નરો વધુમાં જણાવે છે કે,

બ્રિટિશ પદ્ધતિ એક જ આદર્શ નથી. જગતમાં ઘણી ફેડરલ પદ્ધતિઓ છે, જે બ્રિટિશ મોડલથી જુદી પડે છે. હિંદના આવતા સુધારામાં બ્રિટિશ પાર્લામેન્ટને તેની જવાબદારી છોડી દેવા કહેવું તે માન્ટેગુની જાહેરાતની તદ્દન વિરૂદ્ધ થશે. કમિશ્નરો જણાવે છે કે 'વોટેબલ' અને 'નોન વોટેબલ' ભેદ, વીટો અને ઓર્ડીનન્સની સત્તા ચાલુ રહેશે. છતાં કમીશનની યોજના પાછળ હઠાવનારી નથી; ઉલટું આગળ વધારનારી છે. ફેડરલ એસેમ્બલી હિંદી રાજકીય અભિપ્રાયનું અગત્યનું ધામ બનશે અને વડી ધારાસભાની સત્તા ઘટાડી કે સરકારી મજબુતી વધારી પીછેહઠ કરવાની બાબત રહી નથી. બ્રિટિશ મોડલ જવાબદાર રાજતંત્રનું એક જ નથી. વડી સરકારને હિંદી પ્રજાને જવાબદાર બનાવવાની બીજી પણ રીતો છે. બ્રિટનના પક્ષોની પદ્ધતિ પ્રાંતિક ધારાસભાઓમાં કેવી ખીલવણી પામે છે? તે જોવાનું રહે છે. અમારી સામે રજુ થયેલા બધા સાક્ષીઓ સલામતી રાખવાની બાબતમાં એકમત થયા છે. તેમણે પ્રાંતિક રાજતંત્રમાં સુધારા સાથે સ્થિર સત્તાવાળી મધ્યસ્થ સહકારની માગણી કરી છે. અમે ધારીએ છીએ કે, સુધારા સાથે કામ પાડેલા આ સાક્ષીઓનાં વિચાર ડહાપણ ભરેલા છે.

એક પ્રકરણ મધ્યસ્થ અને પ્રાંતિક સરકારો વચ્ચેના સંબંધની વ્યાખ્યામાં રોકયું છે. તેમાં પ્રાંતિક સરકારો ઉપરની મધ્યસ્થ સરકારની સત્તાઓ વર્ણવી છે. મધ્યસ્થ અને પ્રાંતિક સરકારો વચ્ચેના સહકાર અને ખેતીવાડી, શોધખોળ અને કેળવણી તથા મેડિકલ સુધારા રાષ્ટ્રની રચનાના સહકાર ઉપર ભાર મૂકયો

છે. કેળવણીની મધ્યસ્થ બ્યુરોનો સિદ્ધાંત યુરોપીઅન અને એંગ્લો ઇંડીયન માટે ખાસ ઉપયોગી થઇ પડશે.

પ્રાંતિક આર્થિક સંગીનતાને માટે કમિશ્નરો એવો મત ધરાવે છે કે ગવર્નરને ચોક્કસ સત્તાઓ આપવાથી જોખમદારી વધવાની તેથી કાર્યને પાછું હઠવું પડશે. પણ પ્રાંતોને જોઇતી લોનો માટે ના પાડવાનો હક વડી સરકારને સોંપવો જોઇએ. હાલની પ્રાંતિક અને મધ્યસ્થ સરકારના વિષયોને લગતું વર્ગીકરણ સંતોષકારક છે; એવો મત ઉચ્ચારતાં એમ જણાવ્યું છે, કે દ્વિહથુ સત્તા રદ કરવાથી પ્રાંતિક પોલિસ અને વડી સરકારનાં પોલિસખાતાં વચ્ચેનો સંબંધ તુટી જશે, તેથી રિપોર્ટમાં એવી ભલામણ કરવામાં આવી છે કે ડેવોલ્યુશન રૂલ્સની બાબતમાં શીડયુલની ૩૨ મી કલમમાં પ્રાંતિક પોલીસને લગતા કલોઝમાં નીચલા શબ્દો ઉમેરવા "સી. આઇ. ડી. ની બાબતમાં ગવર્નર જનરલની કાઉન્સીલ ઠરાવે તેવો ફેરફાર કરવો."

અસરકારક જાહેરાતને લગતા સવાલ ઉપર રિપોર્ટમાં ઘણો ભાર મૂકવામાં આવ્યો છે. તે બાબતમાં હિંદમાં કાયદો કેવી રીતે સુધારવો તે બાબે સૂચના કર્યા વગર કમિશ્નરો એવો અભિપ્રાય રજુ કરે છે કે હિંદી છાપખાનાનો ચોક્કસ વર્ગ સરકારી કારોબારને વખોડી કાઢવામાં અને તેના નોકરો ઉપર હુમલો કરવામાં જ આગળ વધ્યો છે. તેથી આ દિશામાં સુધારો થાય તેવાં પગલાં લેવામાં ન આવે તો હિંદને નિયમિત રીતે આગળ વધવાનું કાર્ય ભયમાં મૂકાય. ખોટાં રૂપમાં રજુ કરવામાં

આવતી હકીકતથી ઉભાં થયેલાં ઝેરી વાતાવરણમાં સ્વરાજ્યનો પ્લાનટ સંગીન રીતે આગળ વધી શકે નહિ.

## હિંદના બચાવનો સવાલ

પાંચમાં પ્રકરણમાં હિંદના બચાવને લગતા મુદ્દા ઉપર લંબાણુ ચર્ચા ચલાવી છે. આ સવાલ ઉપર હિંદ અને બ્રિટન બંને તરફથી ખાસ ધ્યાન આપવાની એક સરખી જરૂર છે.

કમિશ્નિરોએ હંદની સફરો દરમ્યાન એકઠી કરેલી જુબાની ઉપરથી તેમની ખાત્રી થાય છે, કે હિંદના બચાવનાં લશ્કરમાં લાંબી મુદ્દત સુધી બ્રિટિશતત્વ મોટા પ્રમાણમાં સત્વગી જાતના લશ્કરમાં રાખવું જરૂર છે અને ખાસ કરીને હિંદી લશ્કરના રેજીમેન્ટલ અમલદારોની બાબત પણ તેટલીજ જરૂરી છે. હિંદી લશ્કરની નોકરીઓ માટે આખા હિંદમાંથી માણસો પસંદ કરવામાં આવતા નથી: પણ ચોક્કસ લડાયક કોમ જે અગાઉ હિંદના જુદા જુદા ભાગોના માલેકો હતા, તેવી જાતમાંથી પસંદ કરવામાં આવે છે. આઠ યુનીટના ફોરસને લગતા સવાલ ઉપર કંઇ પણ મત ન આપતાં કમીશનનો હિંદીમય લશ્કર બનાવવાની બાબતમાં કમિશ્નર ધીરે ધીરે મકકમ સુધારો કરવા ભલામણ કરે છે.

હિંદને તેની સરહદનાં રક્ષણ માટે એવી રીતે ગોઠવણ રાખવાની છે કે જેથી પાર્લામેંટ તે માટેની પોતાની જોખમદારી તજી શકે નહિ, છતાં કમિશ્નરો બ્રિટિશરોને કેવી રીતે હિંદમાં નોકરી સારૂ ભરતી કરવી તે બાબે સૂચના કરતી નથી, તેથી આ બાબત ગુંચવાડા ભરી થઇ પડી છે. ૧૯૧૭ નું

જાહેરનામું પુરેપુરા જોશમાં ઉભું રહે છે. આ જાહેરનામામાંથી પાછળ હઠવાનો બ્રિટિશ પાર્લામેંટનો કે બ્રિટિશ પ્રજાનો વિચાર નથી. તેથી હિંદના લશ્કરમાં બ્રિટિશતત્વની ચાલુ હાજરીથી ઉભી થતી મુશ્કેલીનો કંઇ નીવેડો આવતો નથી. આવી રીતનું તત્ત્ર ધરાવતું લશ્કર ચુંટાયેલી ધારાસભાને જોખમદાર પ્રધાનના કાબુમાં મૂકવાનું અસંભવિત છે.

## ચુંટાયલા પ્રધાનને લશ્કરી કાબુ કેમ સોંપી શકાય ?

હિંદમાંના લશ્કરમાં જ્યારે અમલદારો અને લશ્કરમાં બ્રિટિશતત્વ ન હોય, ત્યારેજ તેમ બની શકે. પણ આવી સ્થિતિએ પહોંચતાં તો ઘણાં વરસો લાગશે કમિશ્નરો એ બીના ઉપર ધ્યાન ખેંચે છે કે કીંગ્સ કમીશન મેળવનારા હિંદીઓ પણ લશ્કરમાં કેપ્ટનની રેંકથી ચડીયાતા ગણી શકાય નહિ.

## દેશના અંદરના મામલા માટે પણ બ્રિટિશ લશ્કર જોઇએ

દેશના અંદરના કારોબાર માટે પણ બ્રિટિશ લશ્કરની જરૂર છે. કોમી ઝઘડાઓ અને આંતરકોમી તકરારોને લઇને તેમ કરવાની જરૂર છે. કારણ કે બ્રિટિશ લશ્કર તટસ્થોનું છે. વળી દેશમાં દેશી રજવાડાઓની જરૂરીઆત વખતે પણ ઉપયોગ કરવા બ્રિટિશ લશ્કરની જરૂર છે; એમ કમિશ્નરો અભિપ્રાય આપે છે. વળી હિંદમાંનું લશ્કર બહારના અને અંદરના બન્ને ઠેકાણે બચાવ માટે પુરતું છે અને તેમાં કંઇ વધારો કરવો જરૂરી નથી.

કમિસ્નરો વધુમાં જણાવે છે કે હિંદ અને બ્રિટનનો સંબંધ

એવો છે કે હિંદના બચાવને જુદો પાડી શકાય તેમ નથી. જ્યાં સુધી હિંદ સ્વતંત્ર રીતે પોતાનો બચાવ કરવાની સ્થિતિએ ન પહોંચે ત્યાં સુધી બ્રિટિશ હિંદનો જોખમદાર સરકાર માટેનો વધુ સુધારો અટકમાં પડે છે. હિંદની સરહદનો બચાવ ઘણો વખત માટે ફક્ત હિંદનોજ નહિ, પણ આખી શહેનશાહતના બચાવનો સવાલ બને છે, તેથી વાઇસરોય કમાન્ડર-ઇન-ચીફની સાથે મળીને શાહીસરકાર તરફથી લશ્કરનું બધું કાર્ય સંભાળશે અને તે માટે હિંદે કાંઇ પણ મત આપ્યા વગર ફક્ત ખર્ચનો અમુક ફાળોજ આપવાનો રહેશે અને તેનો વહીવટમાં કંઇ અવાજ રહેશે નહિ. જો આવી રીતે થાય તો હિંદને બંધારણમાં આગળ વધવાને મુશ્કેલી રહેશે નહિ. કારણ કે લશ્કરી અમલદાર હિંદી સરકારમાં કોઇ જાતનું દફતર ધરાવશે નહિ તેમજ ધારાસભામાં પણ તેની બેઠક રહેશે નહિ, પણ કમીશન એવો મત ધરાવે છે કે હિંદમાંનું લશ્કર હિંદીમય બનાવવા માટેની યોજના ચાલુ રહેવી જોઇએ. સ્વરાજ ભોગવતું હિંદ પોતાનું લશ્કર ધરાવતું થાય તોજ તે ફત્તેહમંદ થયલું ગણી શકાય.

## હિંદ અને બરમા જુદું પાડવાનો સવાલ

હિંદને બરમાથી જુદું પાડવાના સવાલ ઉપર કમિશ્નરો એવો મત આપે છે કે તેમ કરવાથી હિંદની ઉત્તર સરહદ સાથે પૂર્વ હિંદની સરહદ હુમલા માટે ભય ભરેલી નથી. ઉત્તર પશ્ચિમ સરહદ અને ઉત્તર પૂર્વ સરહદનો સવાલ શાહી સરકારનો છે. સ્વરાજ ભોગવતું હિંદ મુલકી કારોબાર માટે શાહી

સરકાર પાસે લશ્કર ઉછીનું માગી શકે નહિં તેમજ શાહી સરકાર તે માટે લશ્કર આપવાને ના પાડવાને પણ વાજબી ગણાય અને સ્વરાજ્ય ભોગવતા હિંદે તેથી જાહેર સુલેહ અને વ્યવસ્થા જાળવવાની શક્તિ ધરાવવી જોઇએ.

બરમાના ભવિષ્યનો સવાલ છઠ્ઠા ભાગમાં ચર્ચવામાં આવ્યો છે. કમિશ્નરો બરમાને હિંદથી છુટો પાડવાની ભલામણ કરે છે. જ્યાં સુધી બ્રિટિશ પાર્લામેંટને હિંદનો કારોબાર જોખમદાર હતો, ત્યાં સુધી બરમાને હિંદમાં રાખવાનું વાજબી હતું, પણ બરમાં કાઉન્સીલે એકમતે બરમાને જુદુ પાડવાનો ઠરાવ કર્યો છે. બરમાને જુદુ પાડવા છતાં જો તે હિંદમાંનાં લશ્કર ઉપર આધાર રાખે તો તેણે ખર્ચમાં ફાળો આપવો પડે. કમીશન વધુમાં જણાવે છે કે મી. લીટનના મત સાથે કમિશ્નરો મળતા થાય છે કે બરમાને જુદું પાડવાથી બન્ને દેશોને આર્થિક નુકશાન થશે નહિં.

## બરમાને છુટું પાડવાની ભલામણ

બરમાને હિંદના કામદારો હિંદના કોલસા અને ગુણપાટની અને હિંદને બરમાના ચોખાની જરૂર છે. તે જોતાં કમીશને હિંદ અને બરમા વચ્ચે એવા વેપારના ખાસ કોલકરારની ભલામણ કરી છે કે જે બન્નેને લાભકારક હોવા જોઇએ. કમીશન એવી સૂચના કરે છે કે બરમાને હિંદથી છુટું પાડવાની ઝટ જાહેરાત કરવી કે જેથી જરૂરી તપાસ પછી બરમાને હિંદના નવાં બંધારણ જેવું બંધારણ આપવા માટેના પગલાં ભરી શકાય. કમીશન પોતે બરમાનાં બંધારણ માટે વિગ-

તવાર યોજના રજુ કરી શકું નથી. કારણ સત્તાવાર મંડળો તરફથી તે માટેની સૂચના મળી નથી, પણ બરમાનું નવું બંધારણ હિંદના બંધારણની માફક તેને સંપૂર્ણ સ્વરાજ્યને માર્ગે વાળનારૂં હોવું જોઇએ. કમીશન સ્પષ્ટ રીતે જણાવે છે કે, અમુક વિષયો અમુક વખત માટે પ્રજાના અંકુશથી મુકત રાખવા. બરમાનો પોતાનો ગવર્નર હોવો જોઇએ અને તે હિંદના વાઇસરોયના તાબાનો ન હોવો જોઇએ. વાઇસરોય એ પછી બરમા માટે જવાબદાર રહેશે નહિ. હિંદ અને બરમા વચ્ચેનો સહકાર દિલ્હી ખાતે નહિં પણ લંડન ખાતે રહેશે.

## દેશી રાજ્યો સાથેનો સંબંધ

રિપોર્ટનો સાતમો ભાગ હિંદના દેશી રાજ્યો સાથેના સંબંધ વિષે છે. અખીલ હિંદના સુલેહ અથવા લડાઇના સવાલો ખરેખર આખા હિન્દ માટે સામાન્ય છે. હિન્દી રાજાઓએ કબુલ કર્યું છે કે બ્રિટિશ હિન્દના ભવિષ્યનાં બંધારણની પ્રગતિ અમારે દૂર રહી જોયા કરવી નહિં, પણ અમારે તેમાં ઉલટ લેવાની છે. ભેગી કાઉન્સીલ માટેની યોજના આ રિપોર્ટ પ્રગટ થવા પછી બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની કોન્ફરન્સ બોલાવવા ધારી છે, તેને હિંદી રાજા મહારાજાઓએ આવકારદાયક જણાવી છે; તેથી કમીશનના સભ્યોને આનંદ ઉપજે છે. આ કોન્ફરન્સ મળવાની છે તે કારણે બ્રિટિશ હિંદ સાથેના તેમના સંબંધ વિષે કમીશન ચોક્સ સૂચના કરવાથી દૂર રહે છે. બીકાનેરના મહારાજાના ભાષણ અને બટલર કમીટીના અવલોકન પરથી જણાય છે કે જે દિવસે બ્રિટિશ હિંદ

અને દેશી રાજ્યો વચ્ચે ફેડરશન થશે, પણ ફેડફેશનમાં જોડાનાર ભાગ પ્રગતિ માટે તૈયાર હોવો જોઇએ, તે પણ ભૂલવાનું નથી. હિંદનું આ અઇક્ય એકદમ થાય એમ અમે માનતા નથી. નરેંદ્ર મંડળે સાથે મળીને મસલત ચલાવવા માટે કિંમતી સાધન પુરૂં પાડયું છે પણ ચેમ્બર પ્રત્યે ફેડરેશનનો એક ભાગ નથી; કારણ કે તે માત્ર દેશી રાજ્યોની દ્રષ્ટીએ હિંદી સવાલો તપાસ માટે મંડળ છે. હવે ખરી રીતે આખા હિંદના સામાન્ય સવાલ તપાસવા મંડળ જોઇએ.

આની શરૂઆત તરીકે કમીશન પણ ભલામણ કરે છે.

પ્રથમ તો સામાન્ય હિતને લગતી બાબતોની યાદી તઇયાર કરવી. હિંદી સરકારના કાયદાના દીબાચામાં એ બીનાની નોંધ લેવી કે દેશી રાજ્યો અને બ્રિટિશ હિંદ વચ્ચેનો સંબંધ ધાટો બનાવવાની ઇચ્છા છે.

ત્રીજું બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની સ્ટેંડીંગ સલાહકારી કમિટિ સ્થાપવા અને તેને ચર્ચા ચલાવી નિર્ણય પર આવવાની સત્તા આપવી. કારોબારી અથવા કાયદા સંબંધી પગલાં ભરતાં પહેલાં હંમેશા સાથે મળીને મસલેહત ચલાવવી. સમસ્ત હિંદ માટેની આ કાઉન્સીલ ૩૦ સભ્યોની રાખવી અને એ ૩૦ સભ્યોમાં ૧૦ નરેન્દ્ર મંડળે નીમેલા દેશી રાજ્યોના પ્રતિનિધિ હોવા જોઇએ, બાકીના ૨૦ વડી ધારાસભામાંથી લેવા. થોડાક સભ્યો નીમવાની વાઇસરોયને પણ સત્તા આપવી. સામાન્ય હિતની બાબત પર ચર્ચા ચલાવવા માટે વડી ધારાસભાની કમિટિ સાથે બેસવા કમિટિ નીમવાની આ કાઉન્સી-

અને સત્તા આપવી. આ કાઉન્સીલને પ્રમુખપદે વાઇસરોય અથવા તેમની ગેરહાજરીમાં ચાર ઉપપ્રમુખોમાંથી એક બીરાજે. ચાર ઉપપ્રમુખોમાંના બેની પસંદગી દેશી રાજ્યો અને બેની પસંદગી બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ કરે. આ કાઉન્સીલ સામાન્ય ચર્ચા ચલાવી ચોક્કસ સૂચના કરશે તે જકાત, રેલ્વેની રાજ્યનીતિ, વીમાની વ્યવહાર, વાયર લેસ, અફીણની રાજ્યનીતિ દરિયાપારના દેશોમાંના હિંદીઓ વગેરે સંબંધો દેશી રાજ્યો સાથે મસલેહત ચલાવશે. કમીશન જણાવે છે કે આ તો માત્ર રૂપરેખા છે. દેશી રાજ્યો અને બ્રિટિશ હિંદ વચ્ચે આવી મસલેહતની જરૂર છે; કારણ કે તેથી વધુ ખીલવણીની લાગણી ઉત્પન્ન થશે.

## અપુરતી મહેસુલ—મી૦ લેટનનો રિપોર્ટ

કમીશનના રિપોર્ટના ૮ મા ભાગમાં હિંદની અપુરતી મહેસુલ વિષેનું મી૦ લેટનનું ૮૦ પાનાનું અવલોકન છે. તેમાં અત્યારની નાણાં સંબંધી ગોઠવણ, પ્રાંતોની નાણાં સંબંધી હાલત, આવકના નવા શક્ય સાધનો અને મહેસુલની વહેંચણી માટેના સિદ્ધાંતો સમજાવવામાં આવ્યાં છે. તેમનો રિપોર્ટ એવી સામાન્ય માન્યતા પર રચાયલો છે કે (૧) રાષ્ટ્રીય વિકાસ કરનારા ખાતાંઓ પાછળનો ખર્ચ સંગીન રીતે વધારી હિંદની આર્થિક અને સામાજીક સ્થિતિ સુધારે તો શક્ય અને ઇચ્છવા યોગ્ય છે. અને (૨) આ માટે વધારાની મહેસુલ વધારી શકાય તેમ છે, પણ વધારાનો કર ભરનારની શક્તિ પ્રમાણે વધવો જોઇએ. જો કર વધારવો હોય તો નવા બંધારણમાં એ વાતની ખાત્રી

મળવી જોઇએ. સત્તાવાળાઓને ખર્ચના પ્રમાણમાં મહેસુલ છે. જેમ હિંદના સઘળા ભાગો વાજબી ફાળો આપે છે, તેમ વધારાનો કર નાખવાની સત્તા જેને વધારાનો ખર્ચ કરવાનો છે, તેને મળવી જોઇએ. અત્યારની નાણાં સંબંધી યોજનામાં આ શરતો પળાતી નથી અને ખાસ કરીને પ્રાંતોની જરૂરીયાતો વધતી જાય છે, ત્યારે તેમને મહેસુલના સાધનો જે ને તે રહ્યા છે. વળી હુન્નર ઉદ્યોગવાળાઓને હુન્નર ઉદ્યોગ પર કર નાખવાની સત્તા નથી. મી૦ લેટન વડી સરકારના બજેટમાં સામાન્ય તત્વોનું અવલોકન કરી જણાવે છે, કે કસ્ટમ આવક વધતાં ધીમે ધીમે પુરાંત રહેવાનો સંભવ છે, પણ દેશની અંદરની ગરબડ અથવા બાહેરની મુશ્કેલીથી વેપાર પર અંકુશ પડે કે હિંદ હદ બાહેરનાં રક્ષણની રાજ્યનીતિ અખત્યાર કરે તો પુરાંત ન રહે. વડી સરકારના બજેટમાં જે પુરાંત રહેશે તેમાંથી પોતાની જરૂરીયાતને પહોંચી વળવા માટે આથી ઉપયોગી થઇ પડશે. આથી આવકનાં નવાં સાધન શોધવાની જરૂર છે.

## આવક કેવી રીતે વધારવી ?

આવકનાં ચાર સાધન નીચે પ્રમાણે છેઃ—

(૧) ઓછી રકમ પર આવક વેરો લઇને અને ચઢ ઉતર પ્રમાણમાં દર રાખીને આવક વેરાની ઉપજ વધારવી.

(૨) ખેતીની ઉપજને આવક વેરામાંથી મુક્ત રાખવાની ગોઠવણ રદ કરવી.

(૩) સીગારેટ અને દીવાસળી જેવી વસ્તુઓ પર એક્સાઇઝ જકાત નાંખવી.

(૪) ટરમીનલ ટેક્ષ.

## પરદેશી દારૂ પરની જકાત ઘટાડો

મી૰ લટને આગળ ચાલતાં જણાવ્યું છે કે મહેસુલની વહેંચણી તે જ્યાંથી આવતી હોય તે પ્રમાણે અને વસ્તીના પ્રમાણમાં કરવી. મી. લેટન વિગતવાર ચર્ચા કરતાં જણાવે છે કે આયાત થતા દારૂ પરની જકાત મોજશોખની વસ્તુઓ પરના કર જેટલી એટલે ઘટાડીને ૩૦ ટકા કરવી, અને પ્રાંતોને પોતાની આબકારી રાજ્યનીતિના પ્રમાણમાં વધુ જકાત નાખવાની સત્તા આપવી. વેપારી સ્ટેમ્પની આવક મધ્ય સરકારને સોંપવી.

## આવક વેરા ઉપર પ્રાંતોનો હીસ્સો

આવક વેરાની અરધ ઉપજ લાગતા વળગતા પ્રાંતોને આપવી, પણ સુપરટેક્ષની આવક તો અત્યારની માફક મધ્ય સરકાર હસ્તક રહેવા દેવી.

## પ્રાંતિક ફંડ

નીચેની જકાતનું પ્રાંતિક ફંડ સ્થાપવું:—

(એ) સીગારેટપર એક્સાઇઝ જકાત.

(બી) દીવાસળીપર એક્સાઇઝ જકાત.

(સી) મીઠાપરનો કર (મધ્ય સરકારના બજેટની સ્થિતિ સુધરતા એ કરની આવક પ્રાંતોને આપવી.)

## મહેસુલમાં ૪૦ કરોડનો વધારો થાય!

આ ફંડની આવક વસ્તીના પ્રમાણમાં પ્રાંતોને વહેંચી આપવી. યોજનામાંની આ સૂચના અમલમાં મૂકાય તો ૧૯૪૦ સુધીમાં પ્રાંતોની આવકમાં ૪૦ કરોડનો વધારો થાય, તેમાંથી ૧૨ કરોડ મધ્ય સરકારના બજેટમાંથી આપવા પડે. પ્રાંતિક ફંડોમાંથી પ્રાંતોને મદદ કરવાની સૂચના ફીડરલ ધોરણ પર છે.

## ઇંગ્રેજો વિના નહિ ચાલે!

રિપોર્ટના નવમા ભાગમાં જુદી જુદી નોકરીઓના ભવિષ્યની ચર્ચા કરવામાં આવી છે. હિંદી સનંદી નોકરી અને હિંદી પોલિસ ખાતા માટે માણસોની ભરતી કરવાની દરેક પ્રાંતમાં આ ઉંચી નોકરીના કેટલા અમલદાર રાખવા તે નક્કી કરવાની અને તેમની નીમણુંક કરવાની સત્તા હિંદી પ્રધાનને આપવી. અલબત્ત તેણે પ્રાંતિક સરકાર અને હિંદની સરકાર સાથે ચર્ચા ચલાવીને નિર્ણય કરવાનો છે. આ અમલદારોનું પ્રમાણ સંયોગો પ્રમાણે દરેક પ્રાંતમાં બદલાતું રહેશે. કમીશન માને છે કે આ બે ખાતાં માટે જોઇતાં માણસો હિંદ પુરા પાડવા જેવી સ્થિતિમાં નથી. આ બે ખાતામાંની યુરોપીયનોની ભરતી આજે અટકાવવામાં કે ઘટાડવામાં આવે તો વાજબી નહિ ગણાય એવું જોખમ ખેડવામાં આવશે. હિંદી સીવીલસર્વિસ અને પોલિસ ખાતામાં હિંદીઓ અને યુરોપીયનોનું કેટલું પ્રમાણ રાખવું તે સને ૧૯૨૪માં લી. કમિશને નક્કી કર્યું છે અને એ પ્રમાણ સીવીલ

સર્વિસ માટે ૧૯૩૯ અને પોલિસ ખાતા માટે ૧૯૪૯ સુધી ચાલુ રાખવાનું છે. સાયમન કમીશન આ પ્રમાણમાં ફેરફાર કરવા માગતું નથી. લી. કમીશનના રિપોર્ટને ૭ વરસ થયા છે તે દરમ્યાન સહિસલામતી માટેના ખાતાઓમાંનું બ્રિટિશતત્વ ઘટાડવાની જરૂર પુરવાર થઇ નથી. કોમી લાગણી વધી છે અને કોમી ઝગડામાં બ્રિટિશ અમલદારને નિષ્પક્ષપાત ગણવામાં આવે છે, તે બિનાનો ઇન્કાર કરવામાં આવતો નથી. હિંદી અમલદારો કોમી લાગણીથી મુક્ત નથી, પણ તેના પરના શકને કારણે તે મામલાને અથવા પોતાની જાતને ઇન્સાફ આપી શકતા નથી. આ વાત બાજુએ રાખીએ તો પણ હિંદની રાજદ્વારી પ્રગતિ માટે બ્રિટિશ અમલદાર હજુ ઉપયોગી સેવા બજાવી શકે તેમ છે. કમિશન જણાવે છે, કે સમસ્ત હિંદની નોકરીમાંના અત્યારના અમલદારો તેમ તેમના હક પણ ચાલુ રહેવા જોઇએ. હિંદને અમારે અનુભવી અમલદારોને ગુમાવવાનું પાલવી શકે તેમ નથી.

## યુરોપીયનો માટે યુરોપીયન તબીબજ જોઇએ

યુરોપીયન અમલદારો અને તેમના કુટુંબોને યુરોપીયન ડોકટરની સારવારનો લાભ મળે એવી ગોઠવણ ચાલુ રાખવાની કમીશનને જરૂર જણાય છે. આથી તે હિંદી તબીબીખાતાંની નીમણુંકના કાનુનમાં ફેરફાર કરવાની ના પાડે છે.

## હાઇકોર્ટ પર હિંદની સરકારનો અંકુશ

દશમા ભાગમાં હાઇકોર્ટો વિષે વિવેચન છે. જ્યાં આઉંધની વડી અદાલત અને મધ્યપ્રાંતો અને સિંધના જ્યુડીશીયલ કમિ-

સ્નરોની કોર્ટનો પણ સમાવેશ થઈ જાય છે. કમીશને એમ ભલામણ કરી છે, કે સઘળી હાઇકોર્ટોનો ખર્ચ મધ્ય સરકાર પર નાખવો અને કારોબારી અંકુશ પ્રાંતિક સરકારો નહિ, પણ હિંદની સરકારે રાખવો. હાઇકોર્ટની ફીની આવક મધ્ય સરકાર હસ્તક અને તાબાની કોર્ટોની સ્ટેમ્પની આવક પ્રાંતોને આપવી.

## હિંદ અને ઇંગ્લાંડની સરકાર વચ્ચેનો સંબંધ

૧૧મા ભાગમાં ઇંગ્લંડ અને હિંદની સરકાર વચ્ચેના સંબંધની ચર્ચા છે. કમીશને એવી ભલામણ કરી છે કે ગવર્નર જનરલ અને તેમની કાઉન્સીલ હિન્દી પ્રધાનના હુકમો પ્રમાણે ચાલશે અને હિંદી પ્રધાન પાર્લામેન્ટને જવાબદાર રહેશે, પણ પ્રાંતો સાથે હિંદી પ્રધાનને કંઈ સંબંધ રહેશે નહિ. સિવાય કે પાર્લામેન્ટને લગતી જવાબદારી સંબંધી ગવર્નર વખતો વખત તેને ખબર આપ્યા કરશે. હિંદી પ્રધાનની કાઉન્સીલના સભ્યોની સંખ્યા ઘટાડીને તેમાં હિંદના તાજા અનુભવવાળા સભ્યોની નીમણુંક કરવી. આ કાઉન્સીલનું કામ માત્ર સલાહ આપવાનું રહેશે, પણ તેને નોકરીની સ્થિતિ અને હિંદના મતને આધિન નહિ એવા ખર્ચ પર તેની સ્વતંત્ર સત્તા ચાલુ રહેશે. કમિસ્નર જણાવે છે, કે હિંદી સરકાર અને હિન્દી ધારાસભા જે નિર્ણય પર આવે તેની વિરૂદ્ધ હિંદી પ્રધાન ન જઇ શકે તે સિદ્ધાંત બંધારણની દૃષ્ટિએ અસંગીન છે. કમીશન છેવટે એવી આશા રાખે છે કે હિંદીઓ છુટાછવાયા વાકયો ન વાંચતાં આખો રિપોર્ટ વાંચશે તો તેમને હિલસોજી માલુમ પડવા વિના નહિ રહે.

કમીશન રિપોર્ટના છેવટના ભાગમાં જણાવે છે કે ઇંગ્લાંડે હિંદની પ્રગતિમાં ભારે ફાળો આપ્યો છે, તેનો ઇન્કાર કરવાની કોઇએ મૂર્ખતા બતાવવી જોઇતી નથી. અમે કોમી સુગ, શાહી અભિલાષા અને વેપારી માત્રને કારણે આમ કહેતા નથી. બ્રિટનના કટ્ટા ટીકાકાર પણ જાણે છે કે હિંદ ઘણી બાબતોમાં ઇંગ્લાંડનું ઉપકારી છે. હિંદની જુદા જુદા ધર્મ પાળતી કોમ જે અત્યારે હંમેશાં લડયા કરે છે, તેની વચ્ચે લાગણી સ્થપાય અને સહકાર થાય, તેમજ હિંદ અને ઇંગ્લાંડ વચ્ચે સહકાર જામે તોજ હિંદને આગળ વધારવાની કોશિશ ફત્તેહમંદ નિવડે. હિંદના ભવિષ્યનો આધાર પૂર્વ અને પશ્ચિમના ભેગા પ્રયત્નો પર રહેલો છે અને બંનેને એક બીજા પાસેથી ઘણું શિખવાનું છે. હિંદની પ્રજાકિય ચળવળના આદર્શ અને અભિલાષા અમે સમજતા થયા છીએ અને બ્રિટનની પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓના વહીવટમાં ભાગ લેનારાઓ બીજાઓ તેવી સંસ્થા માગે તે તરફ દીલસોજીજ બતાવે, પણ બંધારણ સામાન્ય વાત કરતાં જુદુંજ છે. હિંદના બંધારણની પુનર્રચના શાંતિપૂર્વક અને ખાત્રીભરી રીતે તે આગળ વધે તેવી સામગ્રી અને સૂચના અમારા રિપોર્ટમાંથી મળે, એવી આશાથી અમે તે રજુ કરીએ છીએ.

# ભલામણો



## પ્રાંતોમાં ફેરફાર

(૧) હાલમાં "ડાયરકી" યાને દ્વીસત્તાનું જે ધોરણ છે તેનો અંત લાવવો.

(૨) પ્રાંતોનો કારોબાર પ્રધાનોનું એક મંડળ ચલાવશે. આ પ્રધાનોની પસંદગી ગવર્નર પોતાના હાથે કરી લેશે.

(૩) આ પ્રધાનો ધારાસભા તરફથી ચુંટાયલા સભાસદોનું અને નહિં ચુંટાયલા હોય એવા આસામીઓનું બનશે.

(૪) પ્રધાન મંડળની જોખમદારી એકત્ર રહેશે. એ પ્રધાન

મંડળ પ્રાંતિક સરકારની રાજનીતિ ઘડશે અને એ રાજનીતિ મુજબ વહિવટ ચાલશે.

(૫) પ્રધાન મંડળની પસંદગી બહોળા સિદ્ધાંત ઉપર કરવામાં આવશે અને સરકારી અમલદાર પણ પ્રધાન થઇ શકશે.

(૬) નાની કોમોના હક્કો અને સીવીલ સર્વિસને લગતા સવાલોના નિર્ણય કરવા માટે ગર્વનરની સત્તાઓ શું છે તે પ્રથમથી નક્કી કરવામાં આવશે.

## ગવર્નર વચ્ચે પડશે

(૭) રાજ્ય કારોબાર પડી ભાગે એવો સંભવ ઉભો થાય ત્યારે ગવર્નરને વચ્ચે પડવાની સત્તા રહેશે. પણ તેના સંબંધમાં તે ગવર્નર-જનરલના હુકમો મુજબ ચાલશે.

## મતદારોનું મંડળ વિશાળ થશે

(૮) પ્રાંતોની ધારાસભાની ચુંટણી કરવા માટે મતદારોનું મંડળ હાલમાં છે તેના કરતાં ત્રણ ગણું મોટું કરવામાં આવશે અને સ્ત્રી મતદારોની સંખ્યા વધારવામાં આવશે.

## અલાહેદી ચુંટણી

(૯) અગત્યની નાની કોમોના લાભાર્થે અલાહેદી ચુંટણીનું ધોરણ જ્યાં સુધી જુદી જુદી કોમોમાં એકમતી નહિ થાય ત્યાં સુધી ચાલુ રાખવામાં આવશે.

(૧૦) પછાત કોમોના લાભાર્થે રીઝર્વડ બેઠકો રાખવામાં આવશે.

## ધારાસભા મોટી થશે.

(૧૧) પ્રાંતિક ધારાસભાઓ મોટી કરવામાં આવશે અને ચુંટણીના નીયમોમાં ફેરફારો કરવાની સત્તા તેઓને આપવામાં આવશે.

## મહેસુલનાં નવાં સાધનો.

(૧૨) પ્રાંતોને મહેસુલનાં નવાં અને મોટાં સાધનો પૂરાં પાડવામાં આવશે.

(૧૩) સિંધ અને ઉરીયાને જુદા પ્રાંતો તરીકે ગણવા કે નહિં તે સવાલ ઉપર પ્રથમ વિચાર ચલાવવામાં આવશે.

## બરમા જુદું પાડવામાં આવશે

(૧) બરમાને હિંદુસ્તાનથી જુદું પાડવામાં આવશે અને તેનું બંધારણ જુદુજ રચવામાં આવશે.

(૨) વાયવ્ય તરફના સરહદના પ્રાંતોને સ્થાનિક ધારાસભા આપવામાં આવશે.

(૩) વાયવ્ય તરફના સરહદના પ્રાંતો અને બલુચિસ્તાન વડી ધારાસભામાં પોતાનાં પ્રતિનિધિઓ મોકલી આપશે.

(૪) બીજા જે પછાત ભાગો છે તેના રાજ્યકારોબારમાં સુધારાઓ કરવામાં આવશે અને તેવા ભાગો વડી સરકારના કારોબાર હેઠળ રહેશે.

## હિંદુસ્તાનની સરકાર

(૧) હાલમાં ધારા બાંધનારી જે એસેમ્બ્લી છે તેને "ફેડરલ એસેમ્બ્લી" એવું નામ આપવામાં આવશે અને પ્રાંતો તરફના

પ્રતિનિધિઓ અને બ્રિટિશ હિંદના બીજા ભાગેના પ્રતિનિધિઓની તે બનશે અને વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિઓની સંખ્યા મુકરર કરવામાં આવશે.

(૨) પ્રાંતોની ધારાસભાઓ આ "ફેડરલ એસેમ્બ્લી" માટે પ્રતિનિધિઓ ચુંટી કહાડશે અને એ ચુંટણી "પ્રોપોરશનલ રેપ્રીઝેનટેશન"ના ધોરણે થશે. જેથી નાની કોમો પણ પોતાના પ્રતિનિધિઓ પુરતી સંખ્યામાં "ફેડરલ એસેમ્બ્લી"માં મોકલી શકશે. તે ઉપરાંત સરહદના પ્રાંતો અને બ્રિટિશ હિંદના બીજા ભાગોના પ્રતિનિધિઓ પણ આ એસેમ્બ્લીમાં બેઠક ધરાવશે. એટલે હાલમાં પ્રજાને જે સિદ્ધો હક છે તે છીનવી લેવામાં આવશે.

(૩) કાઉન્સીલ ઓફ સ્ટેટ હાલની માફકજ ચાલુ રહેશે. પણ તેઓની હાલમાં સીધી ચુંટણી થાય છે તેને બદલે પ્રાંતોમાં કાઉન્સીલ ઓફ સ્ટેટ સ્થપાય તો તેના તરફથી અને તે નહિ સ્થપાય તો પ્રાંતિક ધારાસભા તરફથી થશે.

## વડી ધારાસભા જેમ છે તેમજ રહેશે

(૪) એસેમ્બ્લી અને કાઉન્સીલ ઓફ સ્ટેટની હાલની જે સત્તાઓ છે તે જેમની તેમજ ચાલુ રહેશે પણ તેને "આડકતરા કરો" ઉપર પણ મત આપવામાં આવશે, જે કરોની ચોકખી આવક પ્રાંતોને વહેંચી આપવામાં આવશે.

## વાઇસરોયની કારોબારી કાઉન્સીલ

(૫) વાઇસરોયની કારોબારી કાઉન્સીલ હાલમાં જેમ છે તેમજ ચાલુ રહેશે પણ. કાઉન્સીલના સભાસદોની પસંદગી જર-

વાની સત્તા વાઇસરોયના હાથમાં રહેશે. વાઇસરોયની કાઉન્સીલનો એક સભાસદ એસેમ્બ્લીના લીડર તરીકે કામ કરશે.

(૬) કમાન્ડર–ઇન–ચીફ વાઇસરોયની કાઉન્સીલના સભાસદ તરીકે રહેશે નહિ.

## લશ્કર ઉપર કોણનો કાબુ

(૧) હિંદુસ્તાનમાં પ્રજાને જોખમદાર રહે એવી સરકાર ઝડપથી સ્થાપવાના સંબંધમાં જે મુશ્કેલીઓ લશ્કરના હાલના બંધારણ અને ફરજોને અંગે ઉભી થાય છે તે દુર કરવા સાયમન કમીશને એક યોજના સૂચવી છે. હાલમાં લશ્કર તેની ફરજો અને તેના બંધારણ માટે ગવર્નર જનરલ વડી ધારાસભાના સંબંધમાં જવાબદાર છે તેને બદલે કમાનડર–ઇન–ચીફની સલાહ લઇને વાઇસરોય બ્રિટિશ પ્રધાન મંડળ અથવા લશ્કર ખાતાના બ્રિટિશ પ્રધાનને જોખમદાર રહેશે

એટલે હિંદુસ્તાનના લશ્કર ઉપર હિંદુસ્તાનનો કાબુ નહિં પણ વિલાયતના પ્રધાનમંડળનો રહેશે પરંતુ એ લશ્કરનો ખર્ચ હિંદુસ્તાનને આપવો અને તેના સંબંધમાં એસેમ્બલીને કાંઇ પણ સત્તા નહિં

## સીવીલ સર્વિસ કાયમ રહેશે

(૨) સીવીલ સર્વિસ માટે સરકારી નોકરોની પસંદગી કરવાની સત્તા હિંદી વજીરની રહેશે અને સીવીલ સર્વિસમાં લોકના સઘળા હક કાયમ રાખવામાં આવશે. તે ઉપરાંત પોલીસ સર્વિસના સંબંધમાં પણ તેમજ રહેશે.

(૩) સી. કમીશને ભલામણ કીધી છે તે મુજબ હિંદીઓને સીવીલ સર્વિસના ઓખ્ખાઓ આપવામાં આવશે.

(૪) હાઇકોર્ટો વડી સરકારના કારોબારખાતાંની સત્તા હેઠળ રહેશે અને હાઇકોર્ટોનાં ખર્ચો વડી સરકાર આપશે.

## ગવર્નર જનરલ ઉપર હિંદી પ્રધાનની સત્તા

(૫) ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ હિંદી વજીરની સત્તા, કાબુ અને દેખરેખ હેઠળ રહેશે. હિંદી વજીરની કેટલી સત્તા ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને આપવી તે કાયદામાં નક્કી કરવાની જરૂર નથી.

(૬) હિંદી વજીર પ્રાંતોના કારોબારમાં ગવર્નરને જે ખાસ સત્તાઓ આપવા ધારી છે તે સિવાયના બીજા કામોમાં માથું મારશે નહિ.

(૭) હિંદી વજીરની કાઉન્સીલના સભાસદોની સંખ્યા ઘટાડવામાં આવશે.

(૮) કાઉન્સીલ સલાહકાર મંડળ તરીકે ગણાશે પરંતુ (૧) સીવીલ સર્વિસ અને સરકારના જે ખર્ચો ઉપર વડી ધારાસભાને મત આપવાનો હક નથી તે બાબતોમાં તેના સંબંધમાં હિંદી પ્રધાનની કાઉન્સીલ સ્વતંત્ર સત્તાઓ ધરાવશે.

## દેશી રાજ્યોનું શું ?

(૯) દેશી રાજ્યોને બ્રિટિશ હિંદ સાથે ઘાટા સંબંધમાં લાવવા માટે કાઉન્સીલ ફોર ગ્રેટર ઇન્ડીયા સ્થાપવાની ભલામણ કરવામાં આવી છે.

## સાઇમન કમીશનની છેવટની ટીકા

ઉપલી ભલામણો કરી સાઇમન કમીશન પોતાના રિપોર્ટને છેડે નીચલી ટીકા કરે છેઃ—

હિંદુસ્તાનમાં છેલ્લા થોડા મહિના દરમ્યાન જે બનાવો બન્યા છે તેના સંબંધમાં અમોએ આ રિપોર્ટમાં કાંઇ પણ ઇશારો કર્યો નથી. આ બનાવો બન્યા તેના અગાઉ અમો આ અનુમાનો ઉપર આવી ચૂકયા હતા અને એ બનાવોને લીધે અમોએ આ રિપોર્ટમાંથી એક લીંટીનો પણ ફેરફાર કર્યો નથી.

આ રિપોર્ટ ઘડવાની અમારી એકલી નેમ જે ખબરો અમોએ ભેગી કરી છે તેનાં ખરાં રૂપમાં બ્રિટિશ પાર્લામેન્ટ અને બ્રિટિશ પ્રજા આગળ રજુ કરવાની છે.

## ખરી દિલસોજી

તેજ વેળા અમો ઉમેદ રાખીએ છીએ કે અમારા હિંદી ભાઇઓ આ આખો રિપોર્ટ વાંચવાની સભ્યતા બતાવ્યા પછી જોઇ શકશે કે આ રિપોર્ટ ઘડવામાં અમો ખરાં અંતઃકરણની દિલસોજીથી દોરવાયા છીએ.

## બ્રિટનની મહાન મ્હોટાઇ

બંને પ્રજાઓમાં એવો કોઇ પણ માણસ એટલો બધો મૂર્ખ નહિં હશે કે જે હિંદુસ્તાનના સુધારા વધારામાં બ્રિટને જે ફાળો આપ્યો છે તેનું મહત્વ કબુલ કરવા ના પાડી શકે.

## સાયમન સાતનો એકરાર

એક પ્રજા તરીકે અમો ચઢીયાતા છીએ અથવા અમારી પ્રજા શહેનશાહત વધારવાની અભિલાષા ધરાવે છે એવા વિચારથી અથવા અમારા વેપારી લાભોની દ્રષ્ટિથી ઉપલી ટીકા અમોએ કરી નથી. હિંદુસ્તાન જેવા એક મોટા ખંડ મુલકને નિષ્પક્ષપાત ન્યાય, કાયદાનું રાજ્ય, કોઇ જાતના ફરક વગર સઘળાઓને એક સરખા હક્ક અને સ્વાર્થ રહિત અને લાંચ રૂશ્વત નહિં લે એવી સીવીલ સર્વિસ આપી એ ઇંગ્લંડે હિંદમાં બજાવેલું મહાનમાં મહાન કાર્ય છે. જે કોઇ રાજ્ય સ્વરાજ્યને પંથે રીતસર આગળ વધવા માગતું હોય તેને માટે આ સઉથી અગત્યના તત્વો છે. બ્રિટિશ રાજ્યકારોબાર ઉપર કડવામાં કડવી ટીકા કરનાર તેના અંતકરણમાં જાણે છે કે, આ સઘળા લાભો બ્રિટનને આભારી છે. પણ આ સઘળું કહેવા છતાં હિંદુસ્તાન સુલેહભરી રીતે આગળ વધે તે માટે જે સૌથી અગત્યની વસ્તુની જરૂર છે તે આપણે ખ્યાલમાં લીધી નથી. તેટલા માટે હિંદી પ્રજાને અગત્યનો ભાગ ભજવવાનો છે. હિંદમાં જે મહાન કોમો વસે છે તેઓ વચ્ચે તેમજ હિંદુસ્તાન અને બ્રિટન વચ્ચે ભલી લાગણી અને સહકાર હોય તો જ ફત્તેહ મળે. કારણ કે હિંદુસ્તાનનાં ભવિષ્યનો આધાર પૂર્વ અને પશ્ચિમના સહકાર ઉપર છે. તેઓ બન્નેને એક બીજા તરફથી ઘણું શીખવાનું છે.

હિંદુસ્તાનની રાષ્ટ્રીય હિલચાલના આદર્શો સમજવાને અમો અમારા અનુભવથી શક્તિવાન થયા છીએ અને બ્રિટનમાં પ્રજાના

પ્રતિનિધિઓની બનેલી સંસ્થાઓ મેળવવાની અભિલાષા રાખે તેની તરફ દીલસોજીથી જોયા વગર રહી શકે નહિ. પણ રાજ્યનું બંધારણ સામાન્ય સિદ્ધાંત કરતાં વધારે મહત્વનું છે. બંધારણ રચનાત્મક હોવું જોઇએ એવી આશાથી અમો આ રિપોર્ટ રજુ કરીએ છીએ કે આ રિપોર્ટની વસ્તુ ઉપરથી હિંદુસ્તાનના રાજ્યકારોબારનું ફરી બંધારણ સુલેહભરી અને ખાત્રીપૂર્વક રીતે થઇ શકે.

# આગેવાનોના અભિપ્રાય



આપણે પહેલેથી જ રિપોર્ટનો બહિષ્કાર કર્યો હોવાથી તેની જોડે કંઇ લેવા દેવા નથી. ભલામણો એવા પ્રકારની છે કે કોઇ રહમજહાર એની સાથે સંમત થઇ શકે એમ નથી.

—વિઠ્ઠલભાઇ પટેલ

સાયમન રિપોર્ટનો સ્વીકાર નહિં કરે હિંદુ કે નહિં કરે મુસલમાન. અને હિંદના નેશનાલીસ્ટો તો તેને બિલકુલ સ્વીકારશે જ નહિં. હું કમીશનની ભલામણોને બહુ વજન આપતો નથી, કારણ કે છેવટનો નિર્ણય તો લંડનની રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ અને પાર્લામેન્ટમાં જ થવાનો છે. સાયમન કમીશનનું કામ તો માત્ર રિપોર્ટ જ કરવાનું હતું તે તેણે કર્યું છે. —મિ૦ ઝીણા

રિપોર્ટ એક અવાજે વખોડી કાઢવા જેવો છે. આવો રિપોર્ટ ગોરાઓ સિવાય બીજા કોઇના હાથે લખાય નહિં. જો આ ભલામણો બ્રિટિશ મનોદશાની જ સૂચક હોય તો હિંદીઓ માટે રિપોર્ટમાં દર્શાવેલી સર્વોપરી સત્તાની ધુંસરી ફેંકી દઇને સ્વતંત્રતાના માર્ગે આગળ ધપવા સિવાય છૂટકો નથી. મને ખાત્રી છે કે આ રિપોર્ટ ઉપર સહી કરવા માટે થોડા વખત પછી સર જોન સાયમન દિલગીર થશે.

—સર પુરૂષોતમદાસ

આ રિપોર્ટની ભલામણો પુરતી નથી તેમ છેવટની પણ નથી. છેવટનો નિર્ણય તો રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં થવાનો છે. માટે હું પ્રાર્થના કરૂં છું કે હવે સવિનય ભંગની ચળવળ પાછી ખેંચી લઇને હિંદુ-મુસલમાનોએ તે કોન્ફરન્સ આગળ પોતાની સંયુકત માગણીઓ રજુ કરવા શાંતિથી મસલત ચલાવવી જોઇએ.

—મૌ૦ શૌકતઅલી

જ્યાં સુધી એમ જાહેર કરવામાં નહિં આવે કે કમીશનની ભલામણો સ્વીકારવા માટે બ્રિટિશ સરકાર બંધાએલી નથી ત્યાં સુધી હિન્દીઓની રાઉન્ડ ટેબલ કોન્ફરન્સના હેતુ વિષે વિશ્વાસ બેસશે નહિં.

—સર ચીમનલાલ

રિપોર્ટની ભલામણો એકંદરે નિરાશનક અને અનેક રીતે અયોગ્ય છે.

—ફેઝલુલ હક

કમીશનને લશ્કર સંબંધી જે ભલામણો કરી છે તે ઉપરથી તો સંસ્થાનો જેવા સ્વરાજ્ય માટે હિંદ કદિપણ લાયક બની શકે નહિં, એવો કમીશનનો ઇરાદો હોય એમ લાગે છે.

—ચોધરી ઝફરૂ ઉલ્લાખાં

સાયમન રિપોર્ટ વાંચ્યા પછી હિંદીઓ કહેશે કે અમે રોટલો માગ્યો હતો તેના બદલે પત્થર મળ્યો.

—રાજા સર દિલજીતસિંગજી

સાયમન રિપોર્ટની ભલામણો ધારવા કરતાં પણ અતિશય ખરાબ છે.

—એનીબીસાંટ

જો સરકાર સાયમન કમીશનની ભલામણો ન સ્વીકારવાનું જલદી જાહેર નહિં કરે તો હિંદમાં અરાજકતા અને તોફાન ફાટી નીકળશે.

—મિ૦ ફ્રેનર બ્રોકવે

રિપોર્ટ ૧૯ મી સદી માટે લાયક છે. અત્યારના માટે તો તે જરી પુરાણો છે.

—જે. એન. બસુ

સાયમન રિપોર્ટથી હું તદ્દન નારાજ થયો છું. આ વિરોધ ભલામણો કામદાર સરકાર શી રીતે સ્વીકારી શકશે તે હું સમજી શકતો નથી.

—મી૦ માર્ડી જોન્સ

સાયમન રિપોર્ટમાં નથી દિસતી હિંમત કે નથી દિસતી કલ્પના શક્તિ.

—મિ૦ વીલ્ફ્રેડ વેલોક

હિંદ અને બ્રિટનના સંબંધનો ચગડોળે ચઢેલો પ્રશ્ન એથી

ફેંકી દેવા લાયક નથી. એમાં સંસ્થાનિક સ્વરાજ્યનું નામ નીશાન પણ નથી. એક આશાનું કિરણ સુદ્ધાં નથી. અને સંપૂર્ણ સ્વતંત્રતાની વાત તો બાજુએ રહી છે. આથી એનો બહિષ્કાર વ્યાજબી છે. —સર બેરામજી જીજીભાઇ

સાયમન રિપોર્ટ શાબ્દીક આડંબર અને વસ્તુ રજુ કરવાની છટાને બાજુએ રાખીએ તો તે એક પ્રત્યાઘાતી દસ્તાવેજ છે. જો સરકાર આ કમનસીબ બાળકને હ્રદય સરસુ ચાંપશે તો જે થોડો ઘણો વિશ્વાસ તે ભોગવે છે તે પણ ગુમાવી બેસશે. એમાં હિંદનું લશ્કર નથી. તીજોરી પર અંકુશ નથી. જકાતી સ્વાતંત્ર્ય નથી. સરકારની નિરંકુશતા પર મર્યાદા નથી. ટુંકમાં પ્રજાને કંઇ જ મળતું નથી. —શ્રી એચ એમ. મહેતા

કમીશન એક તરફથી પ્રાંતિક સ્વાધીનતાની વાત કરે છે ને બીજી તરફથી ગવર્નરને ભારે સત્તા આપી બે હથ્થુ સત્તાનું પુનરાવર્તન કરે છે. આ રિપોર્ટને હિંદી વજીરની કચેરીના કોઇ ગોખલામાં નાખી મૂકવામાં આવે તો વધારે સારૂ.

—સર કાવસજી જહાંગીર (જુનીઅર)

રિપોર્ટ નિરાશાજનક છે. આનું કારણ કાંતો બહિષ્કાર હોઇ શકે; કાંતો રા. ટે. પરિષદની જાહેરાત હોઇ શકે.

—શેઠ હુસેનભાઈ

અમે ખેડુતો સાયમન અહેવાલમાં શું સમજીએ ? રાજદ્વારીઓ જ સમજી શકે, અને પોતાનો અભિપ્રાય ઉચ્ચારી શકે. અમે ખેડુતો કંઇ સમજીએ નહિં. મેં સાયમન અહેવાલનું મોઢું

પણ જોયું નથી, અને તે વિષે કંઇ જાણતો નથી. ( ટાઇમ્સ ઓફ ઇન્ડીયાના અમદાવાદના પ્રતિનિધિને આપેલો જવાબ )

—વલ્લભભાઇ પટેલ

મારી ઉપર પહેલી છાપ એવી પડી છે કે કમિશને કંઇક હલકા દિલથી પ્રાંતિક સ્વરાજ્યના સવાલનો વિચાર કર્યો છે. અને જ્યાં કાયદો તથા વ્યવસ્થાને લાગતું વળગતું હોય અને જ્યાં મોટા જમીનદારોના હિતોનો વિચાર કરવાનો હોય, ત્યાં કંઇ પણ ચોક્સ સલામતીના ઇલાજો સૂચવ્યા નથી.

—બરદવાનના મહારાજા

આખું હિંદ શહેનશાહતમાં એક ભાગીદાર તરીકે સ્થાન લે એવો સિધ્ધાંત દાખલ કરવામાં આવ્યો છે, પણ હિંદની સાંકળની જુદી જુદી ૬૦૦ કડી ( દેશી રાજ્યો ) જેઓ પોતાની ઇજ્જતને ભારે અગત્યતા આપે તે અને જેઓ રાજદ્વારી અમલદારોની ઇચ્છાના ગુલામ છે, તેમની સંમતિ મળે ત્યાં સુધી થોભવાનું હોય તો એ સિધ્ધાંતની વ્યવહારિક કિંમત કેટલી રહી ? દેશી રાજ્યોની સાથે તાજના પ્રતિનિધિ તરીકે હિંદી સરકાર અથવા ગવર્નર જનરલની કાઉન્સીલને બદલે વાયસરોયને રાખવાની ભલામણથી મુશ્કેલી વધે છે. છુટાપણાવાળા હિંદને ગુંગળાવવા માટે જાણે આ પુરતું ન હોય, તેમ તેના જન્મથી જ દેશના બચવાના સંબંધમાં એવી મુશ્કેલી ઉભી કરવામાં આવી છે કે સંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાના તેના માર્ગમાં નડતરરૂપ થઇ પડશે. બ્રિટનની હિંદ પ્રત્યેની રાજદ્વારી નીતિના આદર્શ

પ્રત્યે કમિશ્નરોએ મોડેથી દિલસોજી બતાવી છે, પણ રિપોર્ટ સમજવા જતાં નિરાશા ઉપજે છે.—ઓ. શ્રી નિવાસ શાસ્ત્રી

મને સાયમન રિપોર્ટથી નવાઈ ઉપજી નથી. કારણ કે મેં એથી વધુ સારી ભલામણોની આશા રાખી નહોતી. સર સાયમન અને તેના ગોઠીઆઓ કેળવાયલા હિંદની રાજદ્વારી આશાઓથી કેટલીક હદ સુધી અજાણ્યા છે? તે આ રિપોર્ટથી દેખાઈ આવે છે. આ રિપોર્ટથી ઈંગ્લાંડનો પ્રજામત આડે રસ્તે દોરવાઈ જાય તો કરૂણાજનક બનાવ લેખાય. આ રિપોર્ટને રદ કરવાને આપણી બધી શક્તિઓ એકાગ્ર કરવાની આપણી ફરજ છે. —શ્રી જયકર

સાયમન દરખાસ્તો હિંદની સ્વરાજ્યની માગણીઓને લોખંડી જવાબ અને કમિશન સાથે સહકાર કરનારા નબળા હિંદીઓને એક નિર્દય તમાચા જેવી છે. હાલના વાયસરોય અને કામદાર સરકાર તેને ન સ્વીકારે અને તેમના પર કમિશનના ઢોંગી ખુલાસાની અસર ન થાય, એમ જ ઈચ્છવું રહ્યું. સરકારે વ્હેલામાં વ્હેલી તકે સાયમન રિપોર્ટ વખોડી કાઢવાની ગો૦ મે૦ પરિષદનું કાર્યક્ષેત્ર જાહેર કરવાની, રાજદ્વારી કેદીઓને છોડવાની, દમનનો અંત લાવવાની, ઓર્ડિનન્સો પાછા ખેંચી લેવાની અને સત્યાગ્રહ ઉઠાવી લેવાની જરૂર છે. —મો. સી. વાય. ચીંતામણી

હિંદના રાજકિય દર્દો માટે સાયમન કમિશનનું ઔષધ તો એક ઉંટ વૈદ્યને લાયક છે. લશ્કર સંબંધી સૂચનાઓ તો અતિ ખીજવાટ ઉત્પન્ન કરે એવી છે. હિંદીઓ કંઈ બાકુતીઓને

રાખશે નહિં. મધ્યસ્થ અને પ્રાંતિક તંત્રમાં સુચવાયેલા સુધારાઓનો ભવિષ્યમાં ઘણી જ ખરાબ પરિસ્થિતિ ઉત્પન્ન કરશે. હિંદ અને ઇંગ્લાંડ વચ્ચે માનવંત સમાધાનનો એક જ માર્ગ છે અને તે સાયમન કમિશનના રિપોર્ટને ઇતિહાસના ભૂગર્ભમાં ફેંકી દેવો. —શ્રી સત્યમૂર્તિ

પ્રત્યાઘાતી સ્વરૂપના આદેશને પણ આ રિપોર્ટે કોરે મૂક્યા છે. મેં ધારાસભામાં સાયમન કમિશનના રિપોર્ટના મુદ્દા ઉપર રાજીનામું આપ્યું હતું, અને આ રિપોટથી મારૂં રાજીનામું વ્યાજબી ઠર્યું છે. —શ્રી રંગનાથ મુદલીયાર

કમીશને પ્રગતિ માટે ઘણી વધારે ભલામણો કરી છે. અને કોમન વેલ્થ ઓફ નેશન્સના આદર્શ તરફ લઇ જવાનો આ એક મહત્વનો પ્રયાસ છે. —મિ૦ આર્થર

હિંદની પ્રજાની માંગણીઓને છુટે હાથે નવાજી છે અને કેટલીક બાબતોમાં તો તેમની માંગણીઓ ઉપરાંત મળ્યું છે. કાયદો અને સત્તા હિંદી પ્રજાના હાથમાં આપવાની ભલામણ માટે તેઓ દીલગીરી દર્શાવે છે. —એંગ્લો ઇન્ડીઅન એસોસીએશનના પ્રમુખ લેફ કર્નલ ગીડ

# વર્તમાનપત્રોના અભિપ્રાય

### કોઇને પણ માન્ય થશે નહિં

મદ્રાસનું 'જસ્ટીસ' પત્ર જણાવે છે કે : કમીશને કરેલી ભલામણો કોઇ પણ રાજદ્વારી પક્ષને માન્ય થઇ શકે તેમ નથી.

### મૂળ હેતુનો જ અનાદર કર્યો છે

મદ્રાસનું 'હિંદુ' પત્ર કહે છે કે: કમીશનના રિપોર્ટમાં સંસ્થાન કે સંસ્થાનિક સ્વરાજ્ય શબ્દનું નામ પણ લખવામાં આવ્યું નથી, જે મોંટેગ્યુના સુધારાનું પહેલું પગથીયું હતું. બીજા પગથીઆના સુધારા હિંદને આપવા માટે સાયમન કમીશન નીમાયું હતું. એ હેતુનો સાયમન કમીશને મુદ્દલ અમલ કર્યો નથી. પાર્લામેન્ટે તેમને જે કાર્ય સોંપ્યું હતું તેમાં તેઓ નિષ્ફળ નીવડયાં છે.

## બાલિશ નિવેદન

કલકત્તાનું 'એડવાન્સ' પત્ર કહે છે કે સાયમન રિપોર્ટ બાલિશ અને વસ્તુસ્થિતિના ભાન વગરનો ઘડાયો છે. હિંદમાં સાયમન કમીશનનો બહિષ્કાર થયો હતો તે વ્યાજબી હતો એમ તેની ભલામણોથી પુરવાર થાય છે.

## ક્રૂર મશ્કરી

લાહોરનું 'ટ્રીબ્યુન' લખે છે કે સરકાર તરફથી નીમાતાં કમીશનોનો ઇતિહાસમાં અમને એક પણ એવું કમીશન યાદ નથી કે જેણે સાયમન કમીશન જેવી હિંદની—ક્રૂર અને જંગલી મશ્કરી કરી હોય. આ રિપોર્ટ તરફ દરેક હિંદી તિરસ્કારની દૃષ્ટિ જોયા વિના નહિં રહે અને તેને કચરાની ટોપલીમાં પધરાવશે.

## મોડરેટો પણ વિરોધ કરશે

લાહોરનું 'સીવીલ એન્ડ મીલીટરી ગેઝેટ' કહે છે કે મોડરેટો પણ વિરોધ કરે એવી કમીશનની ભલામણો છે.

## જોવા માટે પણ નાલાયક

સંયુક્ત પ્રાંતનું 'લીડર' પત્ર જણાવે છે કે કમીશનની ભલામણો દૃષ્ટિપાત કરવાને માટે પણ લાયક નથી. તેને વખોડી કાઢી ફેંકી દેવી જોઇએ.

## અહેવાલની નબળાઇ

લંડનનું 'ડેલી હેરલ્ડ' જણાવે છે કે: સાયમન અહેવાલમાં ખરી સત્તા વાયસરોય કે ગવર્નરોના હાથમાં મૂકવામાં આવી

છે. આ કંઇ સ્વરાજ્ય નથી, એજ રીતે હેવાલમાં એવા પણ કોઇ ઉપાયો સૂચવવામાં આવ્યા નથી, કે જેને અનુસરી હાલનું બંધારણ ક્રમે અને ચોક્કસ રીતે બદલવા પામે. વાયસરોય અને ગવર્નરોની હસ્તકની સત્તા સુચનાઓ, સ્વરાજ્ય કે જેની કમિશ્નરો બીજે હિમાયત કરે છે, તેના તત્વોનો ઇન્કાર કરવા જેવું છે. અહેવાલની ઘાતક નબળાઇ અહિં છે.

## નિષ્ફળ છે

'હિંદુ' પત્ર લખે છે કે: સાયમન સાત તેમના પર પાર્લામેન્ટે નાખેલી જવાબદારી અદા કરવામાં નિષ્ફળ ગયા છે. તે કમીશને પોતાના હેવાલમાં 'ડોમિનીયન' અથવા 'ડોમિનીયન સ્ટેટસ' શબ્દ નહિં વાપરવા પુરતી સંભાળ લીધી છે. જે નીતિથી કમીશન નીમાયું હતું, તે નીતિની જ તેમાં અવગણના થઇ છે.

## ધોળો હાથી

લાહોરનું 'હિન્દુ હેરલ્ડ' લખે છે કે સાયમન હેવાલથી મુસલમાનોનો સિતારો એમાં ચડતો થયો છે. કમીશને તેની તરફેણમાં ચુકાદો આપ્યો છે. સાયમન હેવાલ એટલે ધોળો હાથી.

## ધારાસભાનું રમકડું

લાહોરનું 'મુસ્લીમ આઉટલુક' જણાવે છે કે: પ્રાંતિક સ્વરાજ્યનું ભૂત, સરહદ માટે ધારાસભાનું રમકડું, વિગેરે એવાં સાયમનની બધી ભલામણો ભારે [illegible] કરનારી છે.

---

# વાંચવા લાયક પુસ્તકો

**સોરઠી સમશેર ભાગ ૧–૨ : સૌરાષ્ટ્રના શૌર્યની સાચી** અને ઐતિહાસિક ટુંકી ટુંકી વાતો. આ વાતો એવી શૈલીથી લખાયલી છે કે એક વખત પુસ્તક હાથમાં લીધા પછી મૂકવું જ ન ગમે. દરેક ભાગની કિં. રૂા. ૦–૧૦–૦ પોસ્ટ જુદું.

* * * * *

**મહાત્માજીનું આખરી યુદ્ધ :** મહાત્માજીએ પ્રાણને સાટે સ્વરાજ્ય લેવા માટે જે પ્રવાસ આદર્યો તેનો અને તેમણે ઠેર ઠેર કરેલ ભાષણોનો સવિસ્તર અહેવાલ છે. ભાષણો તમામ સંપૂર્ણ છે કે જે વાચવાથી જીંદગીની સફળતાનો માર્ગ મળી શકે છે. કિં. રૂા. ૦–૧૦–૦ પોસ્ટ જુદું

* * * * *

**હુસેનનો મહાન સત્યાગ્રહ :** આ એક એવા મહાન પુરૂષના સત્યાગ્રહની વાર્તાનું પુસ્તક છે કે જેણે સત્ય માટે પોતાનું સર્વસ્વ ઈશ્વર માર્ગે અર્પેલ છે. મિત્રો, ભાઇઓ, ભત્રીજાઓ, ભાણેજો, દીકરાઓ અને છેલ્લે પોતે પણ શયતાનોના કાતિલ ખંજરોથી કતલ થયા છે. ત્યાર પછી તેમના કુટુંબો પણ સત્ય માર્ગે વિચરતા હોવાથી તેઓને પણ લાંબી અને સખ્ત જેલ-જાત્રાએ જવું પડયું છે. પુસ્તક જેટલું કરૂણ છે તેટલું જ શૌર્ય અને ધૈર્યથી છલોછલ ભરેલું છે. ઉપરાંત ફોટાઓ છે. ઉંચા કાગળનું દળદાર પુસ્તક પાકી મજબૂત બાંધણીથી બાંધેલું છતાંય કિંમત માત્ર રૂા. ૨–૮–૦ પોસ્ટ જુદું.

**સૌરાષ્ટ્રમિત્ર કાર્યાલય રાણપુર**